શ્રી વિજયદાનસૂરીશ્વરજી જૈન ગ્રંથમાળા ગ્રંથાંક ૫૩

# ઉપધાન-સ્વરૂપ

લેખક
શતાવધાની પંડિત
શ્રી ધીરજલાલ ટોકરશી શાહ



પ્રકાશક
શ્રી વિજયદાનસૂરીશ્વરજી જૈનગ્રંથમાળા
ગોપીપુરા – સુરત

પ્રકાશક
માસ્તર હીરાલાલ રણછોડભાઈ
શ્રી વિજયદાનસૂરીશ્વરજી જૈન ગ્રંથમાળા,
ગોપીપુરા, સૂરત

પ્રથમ આવૃત્તિ
૨૦૦૦
મૂલ્ય છ આના



મુંબઈમાં પ્રાપ્તિસ્થાન
બાબુલાલ જયંતીલાલ
૨૫૬ કાલબાદેવી રોડ
મુંબઈ-૨

મુદ્રક
મુનકુમાર ન. સાલવી
ગાંડીવ મુદ્રણાલય,
હવાડિયા ચકલો, સૂરત

# પ્રકાશકનું નિવેદન

ઉપધાનનું સ્વરૂપ શું છે? તે શા માટે વહન કરવા જોઈએ? તેનાથી શું લાભો થાય છે? કુલ ઉપધાનો કેટલા છે? તે કેટલા સમયમાં કઈ રીતિએ વહી શકાય? એનો વિધિ શો છે? એના ભિન્ન ભિન્ન અંગો પર ચિંતન કરવામાં આવે તો કેવો અને કેટલો આધ્યાત્મિક લાભ થાય? એ જૈન કુળમાં જન્મેલી પ્રત્યેક વ્યક્તિએ અવશ્ય જાણવું જોઈએ. તેથી જ પૂજ્ય સાધુ ભગવંતો વ્યાખ્યાન પ્રસંગે આ વિષય પર વિશદ વિવેચન કરે છે અને ધર્મપ્રેમી ગૃહસ્થોને ઉપધાનતપ કરવા-કરાવવાનો પવિત્ર ઉપદેશ આપે છે.

આ પવિત્ર ઉપદેશના પરિણામે ભાગ્યશાળીઓ પોતાના ધનનો આ તપોમય અનુષ્ઠાન કરાવવામાં છૂટથી ઉપયોગ કરે છે અને ઘણા મુમુક્ષુઓ તેમાં પ્રવેશ કરીને પોતાનું આત્મકલ્યાણ સાધે છે. પરંતુ આ વિષયમાં મુમુક્ષુઓ પોતે વાંચી-વિચારી શકે તેવું ખાસ સાહિત્ય ચાલુ ભાષામાં હજી સુધી પ્રગટ થયેલું નથી. આ ખોટ પૂરી પાડવા માટે અમોએ આપણા સંઘના જાણીતા કાર્યકર્તા શતાવધાની પંડિત શ્રીમાન્ **ધીરજલાલભાઈ** પાસે ઉપધાન-વિધિ, ઉપધાન સ્વરૂપ અને ઉપધાન ચિંતન નામની ત્રણ પુસ્તિકાઓ તૈયાર કરાવી અને તેને આજે શ્રીવિજય નેમિસૂરીશ્વરજી જૈન ગ્રંથમાળાના ૫૨, ૫૩ અને ૫૪મા મણકા તરીકે પ્રસિદ્ધ કરી રહ્યા છીએ.

અમને જણાવતાં અતિ આનંદ થાય છે કે આ પુસ્તિકાઓ તૈયાર કરવામાં શ્રી ધીરજલાલભાઈએ પૂરતો પરિશ્રમ લીધો છે ને પોતાની

લાક્ષણિક શૈલીથી અઘરા વિષયને પણ ઘણો સરળ અને સચોટ બોધદાયક તથા ઉત્સાહપ્રેરક બનાવી દીધો છે

આ પુસ્તિકાઓ વાંચવા-વિચારવાથી ઉપધાન વહન કરનારને સારું એવું માર્ગદર્શન મળશે અને અન્ય મુમુક્ષુઓને ઉપધાનમાં પ્રવેશ કરવાની પ્રબળ પ્રેરણા મળશે એમ અમો માનીએ છીએ

જૈન ધર્મની દરેક ક્રિયા આત્મિક કલ્યાણકારી અને અપૂર્વ છે પરંતુ તેનું રહસ્ય ઘણા લોકો જાણતા નથી તેથી તેના પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ ધારણ કરી રહ્યા છે અને કેટલાક તો તેને નિરુપયોગી હોવાનો છડેચોક ભયંકર આક્ષેપ કરી રહ્યા છે આ સંજોગોમાં પ્રત્યેક ધર્મપ્રેમીનું એ પરમ પવિત્ર કર્તવ્ય છે કે આ સાહિત્યનો લ્હાણી-પ્રભાવના દ્વારા છૂટથી પ્રચાર કરવો અને જે કોઈ પોતાના પરિચયમાં આવે તેને આ સાહિત્ય વાંચવા-વિચારવાની ખાસ ભલામણ કરવી એથી જ્ઞાનદાન અને શાસનસેવાનો અમૂલ્ય લાભ પ્રાપ્ત થઈ શકશે

સંવત ૨૦૧૨
મિતિ આસો સુ ૧

હીરાલાલ રણછોડભાઈ

॥ ॐ ह्रीं अर्हं नमः ॥

# ઉપધાન–સ્વરૂપ

## ૧

## ઉપક્રમ

માનવજીવનની સાર્થકતા ધર્મનું આરાધન કરવામા રહેલી છે, ધર્મનું આરાધન અભ્યાસ અને જ્ઞાનથી થઈ શકે છે અને એ અભ્યાસ તથા જ્ઞાન વધારવા માટે અનુષ્ઠાનો અતિ ઉપયોગી છે, એ વાત અમે ‘ઉપધાન–રહસ્ય’ નામક લેખમા સ્પષ્ટતાથી સમજાવી છે અને એ અનુષ્ઠાનમા ઉપધાનનું સ્થાન શું છે? તે સંબંધમા શાસ્ત્રોની માન્યતા કેવી છે? તથા તેનું અનુષ્ઠાન કરવાથી શ્રુતજ્ઞાનની આરાધના ઉપરાંત બીજા પણ અનેક અપૂર્વ લાભો કેવી રીતે થાય છે? તેનો વિચાર પણ અમે ઉપર્યુક્ત લેખના ઉત્તરાર્ધમા વિસ્તારથી કરેલો છે, તેથી તે અંગે અહીં કંઈ પણ વિવેચન કરતા નથી, પરંતુ મુમુક્ષુઓને આ મહામંગલકારી ઉપધાનતપનું સ્વરૂપ સમજાય, તેના વિધિ સંબંધી જરૂરી બોધ થાય અને તેની ક્રિયામા કુશલતા પ્રાપ્ત થઈ શકે, તે હેતુથી આ લેખ લખવા પ્રવૃત્ત થયા છીએ

આજે મૂર્તિપૂજક સંપ્રદાયમા તપગચ્છ વ્યાપક છે અને મોટા ભાગના ઉપધાનો તેની વિધિ અનુસાર જ થાય છે, તેથી આ લેખ તૈયાર કરવામા અમે મુખ્ય આધાર તેનો લીધો છે એટલું સ્પષ્ટીકરણ અસ્થાને નહિ ગણાય

૭

## ગુરુનિશ્રા

વિધિથી કરેલું કામ સફળ થાય છે તેથી દરેક ધાર્મિક ક્રિયાનો વિધિ નિયત થયેલો છે

આ વિધિ ગુરુની સામે, ગુરુની સાક્ષીએ ગુરુની આજ્ઞાપૂર્વક અને ગુરુનો વિનય જાળવીને કરવામા આવે તો ક્રિયા શીઘ્ર ફલદાયી થાય છે, તેથી દરેક ધાર્મિક ક્રિયા, ધાર્મિક અનુષ્ઠાન ગુરુની નિશ્રામા કરવુ જોઇએ અને જ્યા તેમની હાજરી ન હોય ત્યા તેમની સ્થાપના કરીને તે કરવુ જોઇએ

શ્રી જિનશાસનમા ગુરુ તેમને માનવામા આવ્યા છે કે જેઓ પચમહાવ્રતધારી હોય, ઉપસર્ગો તથા પરીષહોને ધીરજથી સહન કરનારા હોય, ભિક્ષા ઉપર જ જીવનારા હોય, સામાયિકમા રહેલા હોય અને ધર્મનો ઉપદેશ કરનારા હોય

આ ગુરુઓ પૈકી જેમણે ઓછામા ઓછા શ્રી મહાનિશીથ સૂત્ર સુધીના યોગો વહન કર્યા હોય તે ઉપધાનતપનું અનુષ્ઠાન કરાવવાને યોગ્ય મનાય છે તેમા પણ જેઓ શાસ્ત્રનો વિશેષ બોધ ધરાવતા હોય, ક્રિયા કરાવવામા કુશલ હોય અને વિધિનું રહસ્ય બરાબર જાણતા હોય તથા મુમુક્ષુઓને સમજાવી શકે તેવા હોય, તેમને વિશિષ્ટ અધિકારો માનવામા આવે છે

આવા ગુરુઓની નિશ્રામા ઉપધાન વહન કરવાનો યોગ મળે, તેને જીવનનું પરમ સૌભાગ્ય માનવુ જોઇએ

૮

## પૂર્વ તૈયારી

ઉપધાનમા પ્રવેશ કરવા માટે નીચે પ્રમાણે તૈયારી કરવી જોઈએ —

(૧) ઉપધાનતપનો હેતુ—ઉપધાનતપનું રહસ્ય બરાબર સમજી લેવું જોઈએ અને સર્વ પ્રકારની શંકાઓનું નિવારણ કરીને ઉપધાન તપની મંગલમયતામાં દૃઢ શ્રદ્ધાવાન્ બનવું જોઈએ. શાસ્ત્રકાર ભગવંતોએ કહ્યું છે કે 'सद्दहमाणो जीवो लहइ अयरामर ठाण—શ્રદ્ધાવાળો જીવ (અનુક્રમે) અજરામર સ્થાન એટલે મોક્ષને પામે છે' શ્રદ્ધાથી ચિત્તમાં ઉલ્લાસ પ્રકટે છે, ભાવ જાગે છે અને ભાવપૂર્વક કરેલી દરેક ક્રિયા અમૃતતુલ્ય થાય છે

(૨) સંસાર-વ્યવહારની સર્વ જવાબદારી પુત્ર-પરિવાર કે નિકટના સંબંધીને સોંપી દઈ જણાવવું જોઈએ કે 'અમે હવે ઉપધાન-તપમાં પ્રવેશ કરીએ છીએ માટે અમને સંસાર-વ્યવહારના કાર્યમાંથી સર્વથા મુક્ત ગણજો'

(૩) પુરુષે નીચેના વસ્ત્ર-ઉપકરણો રાખવા જરૂરી છે

| | |
|---|---|
| ૧ ચરવળો | ૨ સાલ (ઠંડી હોય તો ઓઢવા માટે) |
| ૨ કટાસણા | ૧ નાક સાફ કરવા માટે ઊનનો ટુકડો |
| ૨ મુહપત્તી (કોઈ ૪ મુહપત્તી પણ રખાવે છે) | ૧ કંદોરો (સૂતરનો) |
| ૨ ખેસ | ૧ સંથારિયું |
| ૨ ધોતિયા | ૧ માતરિયું (લઘુશંકા કરવા માટેની કુંડી કે પાત્ર) |
| ૧ ધોતિયું—ઠલ્લેમાત્રે જતા પહેરવા માટે | ૧ નવકારવાળી—જપમાલા |
| ૧ ઉત્તરપટ્ટો સંથારિયા પર પાથરવાનું સુતરાઉ વસ્ત્ર | ૧ આલોયણા લખવા માટેની નોટ પેન્સીલ |
| ૧ કામળી—માથે ઓઢવાની ધાબળી | |

(૪) સ્ત્રીએ નીચેના વસ્ત્ર-ઉપકરણો રાખવાં જરૂરી છે

| | |
|---|---|
| ૧ ચોરસ ડાંડીનો ચરવળો | ૧ કામળ—માથે ઓઢવાની ધાબ |
| ૨ કટાસણા | ૨ સાલ—ઠંડી હોય તો ઓઢવા માટે |
| ૨ મુહપત્તી (કોઈ ચાર મુહપત્તી રખાવે છે) | ૧ નાક સાફ કરવા માટે ઊનનો ટુકડો |
| ૨ થી ૩ સાડલા | ૧ સંથારિયું |
| ૨ થી ૩ કંચુકી | ૧ માતરિયું |
| ૩ વસ્ત્ર ઠલ્લે-પાત્રે જતા પહેરવા માટે | ૧ નવકારવાળી—જપમાળા |
| ૧ ઉત્તરપટ્ટો—સંથારિયા પર પાથરવાનું સુતરાઉ વસ્ત્ર | ૧ આલોયણ લખવાની નોટ પેન્સીલ |

બધા વસ્ત્ર-ઉપકરણોનું રોજ પડિલેહણ કરવાનું હોય છે, તો વધુ વસ્ત્રો રાખવા નહિ

ઉપધિ મટીને ઉપાધિરૂપ ન થાય તે માટે બહુ કીમતી વસ્ત્રો પણ રાખવા નહિ

જે આભૂષણો નિરંતર પહેરાતા હોય તેટલા જ રાખવા, પરંતુ આ નિમિત્તે વધારે કે નવા આભૂષણો પહેરવાં નહિ

સૌભાગ્યવંતી સ્ત્રીએ સૌભાગ્યના સર્વ આભૂષણો રાખવા

(૫) ઉપધાનમાં પ્રવેશ કર્યા પછી પ્રથમ ત્રણ દિવસમાં નવું વસ્ત્ર કે નવું ઉપકરણ ઘરેથી મંગાવી શકાય છે, પણ પછી મંગાવી શકાતું નથી, એ ખ્યાલમાં રાખી ઋતુસંયોગાનુસાર સર્વ તૈયારી કરવી.

(૬) પ્રવેશ કરવાના દિવસે શ્રીફળ તથા સવા શેર ચોખા સાથે રાખવા

૪

## છ ઉપધાન અને તેના દિવસ–તપનુ પ્રમાણ

(૧) પહેલુ ઉપધાન પ્રથમગલમહાશ્રુતસ્કંધ (નમસ્કાર મંત્ર)નું વહન કરવામા આવે છે, તેનું કાલમાન ૧૮ દિવસનું છે, તેથી તે અઢારિયું કહેવાય છે તેમા ૧૨ાા ઉપવાસ કરવાના હોય છે (આ ઉપવાસની ગણતરી આગળ આવશે )

(૨) બીજુ ઉપધાન પ્રતિક્રમણશ્રુતસ્કંધ (ઇરિયાવહી, તસ્સ ઉત્તરી સૂત્ર) નુ વહન કરવામા આવે છે, તેનુ કાલમાન ૧૮ દિવસનું છે, તેથી તે પણ અઢારિયુ કહેવાય છે તેમા ૧૨ાા ઉપવાસ કરવાના હોય છે

(૩) ત્રીજુ ઉપધાન શક્રસ્તવાધ્યયન(નમોત્થુણ સૂત્ર) નું વહન કરવામા આવે છે, તેનુ કાલમાન ૩૫ દિવસનું છે, તેથી તે પાત્રીસુ કહેવાય છે તેમા ૧૯ાા ઉપવાસ કરવાના હોય છે

(૪) ચોથુ ઉપધાન ચૈત્યસ્તવાધ્યયન (અરિહંતચેઇયાણ સૂત્ર) નુ વહન કરવામા આવે છે, તેનુ કાલમાન ૪ દિવસનુ છે અને તે ચોથુ ઉપધાન છે, તેથી ચોકિયું કહેવાય છે તેમા ૨ાા ઉપવાસ કરવાના હોય છે

(૫) પાચમુ ઉપધાન નામસ્તવાધ્યયન (લોગસ્સસૂત્ર)નું વહન કરવામાં આવે છે તેનું કાલમાન ૨૮ દિવસનું હોય છે, તેથી તે અઠ્ઠાવીસું કહેવાય છે તેમા ૧૫ાા ઉપવાસ કરવાના હોય છે

(૬) છઠ્ઠુ ઉપધાન શ્રુતસ્તવ-સિદ્ધસ્તવાધ્યયન (પુક્ખરવર દીવડ્ઢે, સિદ્ધાણ બુદ્ધાણ અને વેયાવચ્ચગરાણ સૂત્રો)નું વહન કરવામા આવે છે, તેનું કાલમાન ૭ દિવસનું હોય છે, પરતુ તે છઠ્ઠુ છે, તેથી છક્કિયું ક [illegible] તેમા ૪ાા ઉપવાસ કરવાના હોય

આ રીતે છ ઉપધાન સાથે વહન કરવામા આવે તો તે કાલમાન ૧૧૦ દિવસનું થાય અને તેમા કુલ ૬૭ ઉપવાસ આવે પરતુ આટલો સમય સસારી મનુષ્યોની સ્થિરતા ન રહે, તે માટે તેના ત્રણ વિભાગો કરવામા આવે છે તેમા પહેલા વિભાગમા પહેલુ બીજુ, ચોથુ અને છટ્ઠુ ઉપધાન સાથે વહેવામા આવે છે તેથી તેમા ૧૮+૧૮+૪+૭ મળી કુલ ૪૭ દિવસનો સમય લાગે છે ત્યાર પછી માળ પહેરવામા આવે છે બીજા વિભાગમા ત્રીજુ ઉપધાન વહન કરવામા આવે છે, અને ત્રીજા વિભાગમા પાચમુ ઉપધાન વહન કરવામા આવે છે

અહીં એટલી વાત લક્ષમા રાખવાની છે કે જો એક સાથે વહેવાના ચાર ઉપધાનો પૈકી કોઈ ગાઢ કારણથી માત્ર પહેલુ અથવા પહેલુ અને બીજુ ઉપધાન જ વહન કરવામા આવે તો બાકીના ઉપધાન બાર વર્ષની અદર વહન કરવા જોઈએ અને તો જ તે ગણતરીમા આવે ત્યાર પછી ગણતરીમા આવે નહિ તેમ જ ચોથુ અને છઠુ ઉપધાન વહન કર્યા પછી છ માસની અદર માળ પહેરવી જ જોઈએ, નહિતર ઉપધાન ફરી વહન કરવા પડે

ઉપર ઉપવાસનુ જે પ્રમાણ બતાવ્યુ, તે કઈ રીતિએ ગણાય છે, તે પણ સમજી લેવાની જરૂર છે તિવિહાર કે ચઉવિહાર ઉપવાસ કરે તે એક ઉપવાસ ગણાય છે, અથવા ૨ આયંબિલ, ૩ નિવ્વી, ૪ એકાસણા ૮ ચઉવિહાર પુરિમડ્ઢ, ૧૨ તિવિહાર પુરિમડ્ઢ કે ૧૬ દુવિહાર પુરિમડ્ઢ કરે તે એક ઉપવાસ ગણાય છ આ ગણના પ્રમાણે દરેક ઉપધાન માટે દર્શાવેલુ તપનું પ્રમાણ નીચે પ્રમાણે પૂર્ણ કરાવવામા આવે છે પહેલા અઢારિયામા ૯ ઉપવાસ અને ૯ એકાસણા એકાતર કરાવે છે, તેના સ્વરૂપે મળી

૧૧½ ઉપવાસ થાય છે અને દરેક એકાસણુંને દિવસે ચઉવિહાર પુરિમડ્ઢ કરાવે છે, તે દરેકની ૭ આનીએ ઉપવાસ ગણતા કુલ ૧½ ઉપવાસ ઉમેરાતા ઉપવાસની સખ્યા ૧૨½ જેટલી થાય છે અહીં ૧૨ાા ઉ થવામા જે ½ ઉપવાસ ખૂટે, તે એક એકાસણાના સ્થાને આયંબિલ કરાવીને પૂર્ણ કરવામા આવે છે અહીં એટલી સ્પષ્ટતા જરૂરી છે કે આયંબિલ અને ઉપવાસના દિવસે કરવામાં આવતા પુરિમડ્ઢની ગણના વિશેષ તપમા થતી નથી, પણ તેની અંતર્ગત જ થાય છે સુદિ ૫-૮-૧૪ અને વદિ ૮-૧૪ આ પાચ તિથિએ જો એકાસણું આવે તો આયંબિલ કરવુ પડે છે, તેથી ઉપર કહ્યા મુજબ તપ પૂર્ણ થાય છે બીજા અઢારિયામા પણ આ રીતે જ તપ પૂર્ણ કરાવવામા આવે છે ચોથુ ઉપધાન ચાર દિવસનુ છે તેમા પ્રથમ ૧ ઉપવાસ અને પછી ૩ આયંબિલ કરાવી ૨ાા ઉપવાસનો તપ પૂર્ણ કરાવવામા આવે છે અને છઠ્ઠુ ઉપધાન સાત દિવસનું છે, તેમાં પહેલો અને છેલ્લો ઉપવાસ અને વચ્ચે ૫ આયંબિલ કરાવી ૪ાા ઉપવાસનો તપ પૂર્ણ કરાવવામાં આવે છે

ત્રીજુ અને પાંચમુ ઉપધાન જે ૩૫ અને ૨૮ દિવસનું છે, તે પહેલા અને બીજા ઉપધાન વહન કરનારા ઊભા થાય તેની સાથે જ વહન કરવામા આવે છે, તો તેમા પણ એકાંતર ઉપવાસ-એકાસણુંની રીતે જ તપ કરવામાં આવે છે જો તે ખાસ જુદા વહેવામા આવે તો પ્રથમ ૨ ઉપવાસ અને પછી ૩૧ આયંબિલ અને છેલ્લો ઉપવાસ એમ ૧૯ાા ઉપવાસનો તપ પૂર્ણ કરવામા આવે છે પાચમા ઉપધાનમા પ્રથમ ૨ ઉપવાસ ને ઉપર ૨૫ આયંબિલ કરીને ૧૫ાા ઉપવાસનો તપ પૂર્ણ કરવામા આવે છે

શ્રીમહાનિશીથસૂત્રમા એમ કહ્યુ છે કે 'જો ઉપધાન વહન કરનાર બાળક હોય, વૃદ્ધ હોય અથવા તરુણ છતાં અશક્ત હોય તો ઉપધાનતપનુ પ્રમાણ પોતાની શક્તિ અનુસાર પૂર્ણ કરવું', પણ હાલ એ વિધિ પ્રચલિત નથી

## ૫

## વાચનાના વિભાગો

સૂત્રપાઠ અને અને તેનો અર્થ ગ્રહણ કરવો તે વાચના કહે વાય છે તેમા ઉપધાન વહન કરતી વખતે તેનો ઉદ્દેશ કરાય છે અને માળ પહેરાવતી વખતે સમુદ્દેશ તથા અનુજ્ઞા કરાય છે અહીં ઉદ્દેશથી સૂત્રાર્થ ગ્રહણ કરવાની આજ્ઞા, સમુદ્દેશથી તેને સ્થિર અને પરિચિત કરવાનો આદેશ, તથા અનુજ્ઞાથી તેનું સમ્યગ્ ધારણ અને તેનો બીજાને વિનિયોગ કરવાની આજ્ઞા સમજવી

જે સૂત્રો માટે ઉપધાન વહન કરવામા આવે છે, તેની વાચના એક જ વખતે આપી દેવાતી નથી એવુ તો માત્ર ચોથા ઉપધાનમા જ બને છે, પરતુ બાકીના બધા ઉપધાનોમા સૂત્રની વાચના વિભાગપૂર્વક જ અપાય છે અને તે વખતે તપનું પ્રમાણ ધ્યાનમા લેવાય છે એટલે છ ઉપધાનોમા ૨, ૨, ૩, ૧, ૩ અને ૨ એ પ્રમાણે વાચનાઓ આવે છે, અને તે નીચે પ્રમાણે અપાય છે

(૧) પહેલા ઉપધાનમા તપનું પ્રમાણ ૫ ઉપવાસ જેટલુ થાય ત્યારે પચ-મગલ-મહાશ્રુતસ્કન્ધના પ્રથમ પાચ પદોની પહેલી વાચના આપવામા આવે છે અને તપનું પ્રમાણ ૧૨ાા ઉપવાસ જેટલુ થાય ત્યારે તે સૂત્રની છેલ્લા ચાર પદોની બીજી વાચના આપવામા આવે છે

(૨) બીજા ઉપધાનમા તપનું પ્રમાણ ૫ ઉપવાસ જેટલુ થાય ત્યારે શ્રીપ્રતિક્રમણ-શ્રુતસ્કન્ધની 'જે મે જીવા વિરાહિયા' સુધીની પ્રથમ વાચના આપવામા આવે છે અને તપનુ પ્રમાણ ૧૨ાા ઉપવાસ જેટલુ થાય ત્યારે ઠામિ કાઉસ્સગ્ગ' સુધીની બીજી વાચના [આપવા]મા આવે છે ધાર્મિક શિક્ષણના વર્તમાન પાઠ્ય પુસ્તકોમા

ઇરિયાવહી અને તસ્સ ઉત્તરી સૂત્ર જુદા જુદા હોય છે પરતુ દેવેન્દ્રસૂરિકૃત દેવવદન ભાષ્યમા તેને ઈરિયાવહી સૂત્રની 'પ્રતિક્રમણ'નામની આઠમી સંપદા કહેલી છે તાત્પર્ય કે તે શ્રી પ્રતિક્રમણ-શ્રુતસ્કન્ધનો જ એક ભાગ છે, તેથી બીજા ઉપધાનમા તેની વાચના અપાય છે

(૩) ત્રીજા ઉપધાનમા તપનુ પ્રમાણ ૩ ઉપવાસ જેટલુ થાય ત્યારે શ્રી શક્રસ્તવાધ્યયનની 'પુરિસવર ગધહત્થીણ' સુધીની પ્રથમ વાચના અપાય છે, તપનું પ્રમાણ ૧૧ ઉપવાસ જેટલુ થાય ત્યારે 'ધમ્મવરચાઉરતચક્કવટ્ટીણ' સુધીની બીજી વાચના અપાય છે અને તપનું પ્રમાણ ૧૯ા ઉપવાસ જેટલુ થાય, ત્યારે 'સવ્વે તિવિહેણ વદામિ' સુધીની ત્રીજી વાચના અપાય છે

(૪) ચોથા ઉપધાનમા તપનુ પ્રમાણ રાા ઉપવાસ જેટલુ થાય ત્યારે શ્રી ચૈત્યસ્તવાધ્યયનની 'અપ્પાણ વોસિરામિ' સુધી ૧ પૂર્ણ એક જ વાચના અપાય છે અર્થાત્ સવ્વલોએ અરિહત ચેઇઆણ અને અન્નત્થ સૂત્ર બનેની વાચના અહીં સાથે અપાય છે

(૫) પાચમા ઉપધાનમા તપનું પ્રમાણ ૩ ઉપવાસ જેટનુ થાય ત્યારે શ્રીનામસ્તવાધ્યયનની પહેલી ગાથાની પ્રથમ વાચના અપાય છે, તપનુ પ્રમાણ ૯ ઉપવાસ જેટનુ થાય ત્યારે બીજી ત્રીજી અને ચોથી ગાથાની બીજી વાચના અપાય છે અને તપનુ પ્રમાણ ૧૫ાા ઉપવાસ જેટનુ થાય ત્યારે પાચમી, છઠ્ઠી અને સાતમી ગાથાની ત્રીજી વાચના અપાય છે

(૬) છઠ્ઠા ઉપધાનમા તપનું પ્રમાણ ૨ ઉપવાસ જેટલુ થાય ત્યારે શ્રી શ્રુતસ્તવસિદ્ધસ્તવાધ્યયન પૈકી પૂર્ણ શ્રુતસ્તવની પ્રથમ

વાચના અપાય છે અને તપનું પ્રમાણ ૪।। ઉપવાસ જેટલું થાય ત્યારે સિદ્ધસ્તવ તથા વૈયાવચ્ચગરાણુ સૂત્રની બીજી વાચના અપાય છે

અહીં મુમુક્ષુઓનું –આરાધકોનું એ વસ્તુ તરફ ધ્યાન ખેંચવામાં આવે છે કે ઉપધાનતપનો મૂળ હેતુ ગુરુ પાસેથી વિધિપૂર્વક સૂત્રાર્થ ગ્રહણ કરવાનો છે એટલે તેની વાચના લેતી વખતે પૂરેપૂરો ઉપયોગ રાખવો અને ગુરુ જે પ્રમાણે સૂત્રની વાચના આપે તે પ્રમાણે જ તેને ગ્રહણ કરવી અર્થાત્ તેમાંથી કાનો, માત્રા કે મીંડી આવીપાછી થઈ ન જાય તેની પૂરી સાવચેતી રાખવી તેઓ જ્યાં હ્રસ્વ ઉચ્ચાર કરતા હોય ત્યાં હ્રસ્વ ઉચ્ચાર કરવો, દીર્ઘ ઉચ્ચાર કરતા હોય ત્યાં દીર્ઘ ઉચ્ચાર કરવો, અનુસ્વાર બોલતા હોય ત્યાં અનુસ્વાર બોલવું જોડાક્ષરો અમુક ઢબે બોલતા હોય ત્યાં તે પ્રમાણે બોલવા અને જ્યાં સંપદા પૂરી થવાના કારણે થોડો વિરામ લેતા હોય ત્યાં તે પ્રમાણે વિરામ લેવો

સૂત્ર અશુદ્ધ ભણવાથી તેમ જ ભણાવવાથી દોષના ભાગી થવાય છે અને વ્યંજનશુદ્ધિ નામના જ્ઞાનાચારના છઠ્ઠા અંગનું પાલન થતું નથી, ઊલટું અતિચાર લાગે છે, એ વાત લક્ષમાં રાખીને સર્વ પ્રવૃત્તિ કરવી

વળી એટલી સ્પષ્ટતા કરવી પણ ઉચિત ગણાશે કે મોટો સમુદાય એક જ ઢબે પ્રતિપૂર્ણસ્વરે ઘોષપૂર્વક સૂત્ર બોલતો હોય તો બીજા ઢીલાને બોલવામાં સહાયતા થાય છે, વાતાવરણ પર તેની અદ્ભુત અસર પડે છે અને ભાવનો ઉલ્લાસ થવામાં તે એક પ્રબળ નિમિત્ત બને છે

## (૯) ઉપધાનના દિવસ, તપ અને વાચનાનો યંત્ર

| ઉપધાન ક્રમ | ઉપધાનનું નામ | દિવસ | કુલ ઉપવાસ | વાચના ક્યારે કઈ? પહેલી | બીજી | ત્રીજી |
|---|---|---|---|---|---|---|
| ૧ | પંચમંગલ-મહાશ્રુતસ્કન્ધ (નમસ્કાર મંત્ર) | ૧૮ | ૧૨ાા | ૫ ઉપવાસે પ્રથમ પાંચપદની | ૧૨ાા ઉપવાસે છે ૭ા ચાર પદોની | |
| ૨ | પ્રતિક્રમણ-શ્રુતસ્કન્ધ (ઇરિયાવહી, તસ્સઉત્તરી સૂત્ર) | ૧૮ | ૧૨ાા | ૫ ઉપવાસે જેમે જીવાવિરાહિયા સુધી | ૧૨ાા ઉપવાસે ઠામિકાઉસ્સગ્ગ સુધી | |
| ૩ | શક્રસ્તવાધ્યયન (નમોત્થુણ સૂત્ર) | ૩૫ | ૧૯ાા | ૩ ઉપવાસે પુરિસવરગંધહત્થીણ સુધી | ૧૧ ઉપવાસે ધમ્મવર ચાઉરંત ચક્કવટ્ટીણ સુધી | ૧૯ાા ઉપવાસે સવ્વે તિવિહેણ વંદામિ સુધી |
| ૪ | ચૈત્યસ્તવાધ્યયન (અરિહંતચેઈઆણ, અન્નત્થસૂત્ર) | ૪ | ૨ાા | ૨ાા ઉપવાસે અપ્પાણ વોસિરામિ સુધી | | |
| ૫ | નામ સ્તવાધ્યયન (લોગસ્સસૂત્ર) | ૨૮ | ૧૫ાા | ૩ ઉપવાસે પહેલી ગાથા સુધી | ૯ ઉપવાસે બીજી ત્રીજી અને ચોથી ગાથા સુધી | ૧૫ાા ઉપવાસે પાંચમી છઠ્ઠી, સાતમી ગાથા સુધી |
| ૬ | શ્રુતસ્તવ - સિદ્ધસ્તવાધ્યયન (પુક્ખરવરદીવડ્ઢે સિદ્ધાણ બુદ્ધાણ વેયાવચ્ચગરાણ સૂત્ર) | ૭ | ૪ાા | ૨ ઉપવાસે પુક્ખરવરદીવડ્ઢે પૂર્ણ | ૪ાા ઉપવાસે સિદ્ધસ્તવ તથા વેયાવચ્ચગરાણ પૂર્ણ | |

૭

## ક્રિયાદર્શન

ઉપધાનમા પ્રવેશ કરનારે દરરોજ નીચે પ્રમાણે ક્રિયા કરવાની હોય છે

(૧) સવારે ચાર વાગે ઊઠી ત્રણ નવકાર ગણી, લઘુશકાદિકથી પરવારી, સ્થાપનાજી સમક્ષ ઇરિયાવહી કરી, ગમણાગમણે આલોવ્યા બાદ કુસુમિણ-દુસુમિણનો (કુસ્વપ્ન અને દુસ્વપ્ન નિમિત્તનો) કાઉસ્સગ્ગ કરવો પછી ઉપધાનનિમિત્તે સો (૧૦૦) લોગસ્સનો કાઉસ્સગ્ગ વિધિપૂર્વક કરવો

(૨) ત્યાર બાદ પડિક્કમણુ કરવુ, તેમા અઢ્ઢાઈજ્જેસુ સૂત્ર બોલવા અગાઉ અહોરાત્રિનો પોસહ લઈ લેવો પડિક્કમણુ પૂરુ થયે પડિલેહણ કરી, કાલ્લો લઈ, દેવવદન કરવું

(૩) પછી વસતિશોધન કરી, ગુરુમહારાજ પાસે જવુ અને ક્રિયાભૂમિનો કાલ્લો લઈ, પવેયણા (પ્રવેદન)ની ક્રિયા કરવી પછી સજ્ઝાય કરવી પછી 'રાઈઅ મુહપત્તી' કરવી

(૪) પછી ૧૦૦ ખમાસમણા દઈ, દહેરાસર જવુ અને આઠ થુઈ (સ્તુતિ) પૂર્વક દેવવદન કરવુ

(૫) સૂર્યોદય થયા બાદ ૭ ઘડી પછી પોરિસી (પૌરુષી) ભણાવવી

( ) નમસ્કારમત્રની ૨૦ બાધી નવકારવાળી ગણવી અથવા તેના સ્થાને જીવવિચાર, નવતત્ત્વ આદિ પ્રકરણોની ૨૦૦૦ ગાથાનો સ્વાધ્યાય કરવો અહીં એક ગાથાનુ પ્રમાણ એક નવકાર પ્રમાણે સમજવુ

(૭) પુરિમડ્ઢનો સમય થાય એટલે પચ્ચક્ખાણ વિધિપૂર્વક પારવુ અને એકાસણુ કે આયબિલનો દિવસ હોય તો આહાર કરીને ઊઠ્યા પછી ઈરિયાવહી પડિક્કમી જગચિંતામણિ સૂત્રથી જયવીયરાય પર્યંત ચૈત્યવદન કરવુ બપોરે સ્વાધ્યાય કરવો

(૯) સાંજે ચાર વાગે પડિલેહણ કર્યા પછી, ત્રીજી વારનું દેવવંદન કરી ગુરુમહારાજ પાસે ક્રિયા માટે જવું અને ત્યાર પછી દેવસિઅ પડિક્કમણ કરવું

(૧૦) રાત્રે ગુરુમહારાજની આજ્ઞા લઈને સંથારાપોરિસી ભણાવવી અને સૂતા પહેલા કાનમા રૂના પૂમડાં ભરાવવા કે જેને કુડલ કહેવામાં આવે છે

ક્રિયાઓના આ ક્રમનું સૂક્ષ્મ અવલોકન કરીશું તો જણાશે કે ઉપધાનમા પ્રવેશ કરવાથી સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રની ઉપાસના સારી રીતે કરી શકાય છે દિવસમા ત્રણ-ચાર વાર દેવવંદન કરવાથી સમ્યગ્દર્શનની શુદ્ધિ થાય છે, રોજ બે હજાર ગાથાનો સ્વાધ્યાય કરવાથી કે તેટલા નમસ્કાર મંત્રનો જાપ કરવાથી સમ્યગ્જ્ઞાનની વૃદ્ધિ થાય છે, અને અહોરાત્રિ પોસહમા રહેવાથી સમ્યક્ ચારિત્રનું પાલન પણ થાય છે ઉભય ટંકનું પ્રતિક્રમણ ચારિત્રની શુદ્ધિ કરનારુ છે વળી ઉપધાનમા રહેતા દાન, શીલ, તપ અને ભાવ એ ચાતુર્વિધ ધર્મનું ઉત્તમ આરાધન થાય છે ઉપધાનમા રહેનારો આત્મા સર્વ જીવોને અભય-દાન આપે છે, નિરંતર પોસહમા રહી શીલનું પાલન કરે છે, તપ તો રોજ ચાલુ જ હોય છે અને સદા સત્સંગમા રહેવાથી ભાવનો ઉલ્લાસ પણ અધિક થાય છે

યોગની પરિભાષામા કહેવું હોય તો એમ કહી શકાય કે ઉપધાનમાં ભક્તિયોગ, જ્ઞાનયોગ અને કર્મયોગનો સુંદર સમન્વય છે, કારણ કે સમ્યગ્દર્શનથી શુદ્ધિ કરનારી સર્વ ક્રિયાઓ ભક્તિયોગ છે, સમ્યગ્જ્ઞાનની વૃદ્ધિ કરનારી સર્વ ક્રિયાઓ જ્ઞાનયોગ છે, અને સમ્યક્ ચારિત્રની પુષ્ટિ કરનારી સવ ક્રિયાઓ કર્મયોગ છે અહીં એ પણ સ્પષ્ટ કરવું જોઈએ કે એક હઠયોગી આસન, પ્રાણાયામ તથા નેતિ, ધોતી, બસ્તી આદિ યૌગિક પ્રક્રિયાઓ દ્વારા

શરીર તથા મનની શુદ્ધિ કરી પરમાનંદની પ્રાપ્તિ કરવા માટે પ્રયત્નશીલ રહે છે તેના કરતા તપશ્ચર્યાપૂર્વકની આ ક્રિયાઓ વધારે સહેલાઈથી અને વધારે ઝડપથી શરીર તથા મનની શુદ્ધિ કરી પ્રશમરસની પ્રાપ્તિ કરાવે છે અને તે દ્વારા પરમાનંદની અપૂર્વ માજ માણી શકાય છે

જ્યા ધાર્મિક વાતાવરણ ધમધમતુ હોય અને સવાર-સાંજ 'ખામેમિ સવ્વજીવે'ના પાઠ બોલી સર્વ જીવોને ખમાવવામા આવતા હોય, ત્યા વિશ્વબંધુત્વની ભાવના ખીલે એ સ્વાભાવિક છે, અને જ્યા 'શિવમસ્તુ સર્વજગત'ની ભાવનાનુ નિરંતર રટણ ચાલુ હોય ત્યા સર્વોદયની ભાવના વિકાસ પામે એમા પણ કઈ આશ્ચર્ય નથી જેઓ સમાજસેવા, રાષ્ટ્રહિત તથા માનવતાના વિકાસમાં રસ લે છે તેમણે એ જાણવુ જરૂરી છે કે શુદ્ધિ અને સંયમની સાધના વડે જ સાચો પરોપકાર કરી શકાય છે અને તે શુદ્ધિ તથા સંયમની સાધના કરવા માટે ઉપધાન તપનું અનુષ્ઠાન એક સુંદર સાધન છે આરાધક આત્માએ ઉપધાનનું આ સુંદર સ્વરૂપ નજર સમક્ષ રાખીને જ સર્વ ક્રિયાઓ કરવાની છે

## ૮
## દિવસ પડવાના કારણો

જો ઉપર બતાવેલી દરેક ક્રિયા બરાબર થાય અને તેમા ભૂલ-ચૂક કે ગફલત થાય નહિ તો બધા દિવસો લેખામા આવે છે પણ તેમા અમુક પ્રકારની ભૂલ-ચૂક કે ગફલત થાય તો દિવસ પડેલો ગણાય છે, એટલે તપ લેખે લાગે છે પણ પોસહ ગણનામા આવતો નથી, તેથી એટલા પોસહ પાછળથી કરવા પડે છે જો આ પોસહ ઉપધાનની સાથે સાથે જ થાય તો આતરે ઉપવાસ એકાસણાથી કરી શકાય છે, પણ ઉપધાનમાથી નીકળ્યા પછી કરવામા આવે તો ઉપવાસપૂર્વક આઠ પહોરના જ કરવા પડે છે

હવે જે કારણોએ દિવસ પડે છે તેની યાદી આપીશું

(૧) જો એકાસણું, નિવ્વી કે આયંબિલ કરીને ઊઠ્યા પછી અથવા ઉપવાસમા કોઈ વખતે વમન (ઉલટી) થાય અને તેમા અનાજનો દાણો નીકળે, અગર ભોજનનો અંશ નીકળે. દા ત દીઠી દાળ કઢી જેવુ પણ નીકળે;

(૨) જો અન્ન એઠું મૂકવામા આવે,

(૩) જો સચિત્ત કાચી વિગય અથવા લીલોતરી ખાવામા આવે

(૪) જો પચ્ચક્ખાણ પારવુ ભૂલી જાય,

(૫) જો વાપર્યા પછી (ભોજન કર્યા પછી) ચૈત્યવંદન કરવુ રહી જાય,

(૬) જો દહેરાસર જવાનું ભૂલી જાય,

(૭) જો દેવવંદન કરવાનું ભૂલી જાય,

(૮) જો સાંજની ક્રિયા કર્યા પછી અને સવારની ક્રિયા કર્યા પહેલા સ્થંડિલ-વડીનીતિ જવુ પડે,

(૯) જો સંથારાપોરિસી ભણાવવી રહી જાય,

(૧૦) જો મુહપત્તી ભૂલી જાય અને સો ડગલાં કે તેથી આગળ જાય, (સેનપ્રશ્ન)

(૧૧) જો મુહપત્તી કે બીજા ઉપકરણો ખોઈ નાખે,

(૧૨) જો માખી, માકડ, જૂ વગેરે ત્રસ જીવો પોતાના હાથે મરી જાય

(૧૩) સમુદાયે પડિલેહણા કરીને કાજો ઉદ્ધર્યો હોય ત્યાર પછી કોઈ એકાકી પડિલેહણા કરે તો તેણે પણ કાજો ઉદ્ધરવો જોઈએ જો તેમ ન ઉદ્ધર્યો હોય તો દિવસ પડે

સ્ત્રીઓ ઋતુધર્મમા હોય, ત્યારે જેટલા દિવસ સવારની ક્રિયા કરે તેટલા દિવસ પડે છે

૯

## આલોયણ આવવાના કારણો

જે વિરાધના, અતિચાર, સ્ખલના, ભૂલ કે ગફલતને માટે ગુરુએ આપેલું પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરવુ પડે છે, તેને 'આલોયણ આવ્યું કે આલોયણા આવી' એમ કહેવાય છે અહીં સમજવાનુ એટલુ છે કે પ્રાયશ્ચિત્તો મુખ્યત્વે દશ પ્રકારના છે અને અધિકાર ભેદથી તો અનેક પ્રકારના છે પરંતુ સામાન્ય અતિચાર આલોચના-પ્રાયશ્ચિત્તને યોગ્ય હોય છે, તેને જ ટૂંકમા આલોયણ કે આલોયણા કહેવામા આવે છે (કેટલાક તેનો અપભ્રંશ કરીને 'આલવણ' એવો પ્રયોગ પણ કરે છે)

ઉપધાન-તપમા જે કારણોએ આલોયણા આવે છે, તેની યાદી નીચે મુજબ છે

(૧) જો પડિલેહણ વિનાનું વસ્ત્ર વાપરે,

(૨) જો મુહપત્તી અને ચરવળો એક હાથ (હસ્તાવગ્રહ)થી દૂર રહે

(૩) જો માઢામાથી એઠુ નીકળે,

(૪) જો કપડામાથી કે શરીર ઉપરથી જૂ નીકળે,

(૫) જો નવકારવાળી ગણતા હાથમાથી પડી જાય અથવા ખોઈ નાખે,

(૬) જો રૂના પૂમડા (કુડલ) કાનમા ન નાખે અથવા ખોઈ નાખે,

(૭) જો પડિલેહણ કરતા, નવકારવાળી ગણતા કે ખાતા ખાતા બોલે,

(૮) જો સ્થાપનાચાર્યજી પડી જાય,

(૯) જો કાજામાથી જીવતું કલેવર અથવા સચિત્ત બીજાદિ નીકળે,

(૧૦) જો પુરુષને સ્ત્રીનો અને સ્ત્રીને પુરુષનો સંઘટ્ટો થાય કે તિર્યંચ અથવા સચિત્તનો સંઘટ્ટો થાય,

(૧૧) જો દિવસે નિદ્રા લે,

(૧૨) જો દીવાનો અગર વીજળીનો પ્રકાશ લાગે,

(૧૩) જો માથે કામળી નાખવાના કાળમા કામળી નાખ્યા વિના ખુલ્લી જગામા જાય,

૧૫ જો વાગમા સ્થંડિલ જાય,

(૧૬) જો બેઠાં બેઠાં પ્રતિક્રમણ કરે અને ખમાસમણાં દે,

(૧૭) જો ઉઘાડે મુખે બોલે,

(૧૮) જો રાત્રિએ સંથારાપોરિસી ભણાવ્યા પહેલા નિદ્રા લે અને પછી સંથારાપોરિસી ભણાવે

(૧૯) જો કાલ વખતે માથે કટાસણું નાખીને જાય,

તો આલોયણા આવે છે, માટે ખાસ ઉપયોગ રાખવો

આ સિવાય બીજા પણ અનેક કારણો આલોયણા આવે તેવા છે, પરંતુ તે પ્રસંગોપાત જાણી લેવા તેની આલોયણા ગુરુ આપવી, તે ગુરુગમ્ય હકીકત છે

જો કઈ પણ પ્રગટ વિરાધના ન થઈ હોય તો પણ દરેક ઉપધાનના ચોથા ભાગ જેટલું તપ આલોયણા તરીકે આપવામા આવે છે અને તે ઉપધાનમાથી નીકળ્યા પછી પોસહ સાથે કરવાનું હોય છે તેની સાથે સજ્ઝાય-સ્વાધ્યાય અને ધ્યાન પણ કરવાનાં હોય છે દાખલા તરીકે પહેલા ઉપધાનમાં કઇ વિરાધના ન થઈ હોય તો પણ ૩ અહોરાત્રિના પોસહ ઉપવાસથી કરવા અને ૧૦૦૦ સ્વાધ્યાય કરવો, અર્થાત્ ૬૦ નવકારવાળી બાધી ગણવી એટલી આલોયણા તો અવશ્ય આપવામા આવે છે આ પ્રમાણે દરેક ઉપધાનનું સમજી લેવું આ પ્રકારની આલોયણા આપવાનો હેતુ અજાણતા જે કોઈ દોષો થયા હોય કે સ્મૃતિમા ન આવતા હોય તેની શુદ્ધિ કરવાનો છે

૧૦

## ક્રિયા અંગે જાણવા જેવી બાબતો

(૧) ક્રિયા કરતા સ્થાપનાચાર્યજી અને ક્રિયાકારકની વચ્ચે મનુષ્ય અને પચેન્દ્રિય તિર્યંચની આડ ન પડે તે ધ્યાન રાખવુ

(૨) ઉપધાનમા કે અન્ય દિવસે પોસહ પ્રથમ પ્રહરમા જ લઈ શકાય છે પછી લીધેલો પોસહ સપૂર્ણ દિવસ-પોસહમા ગણાતો નથી તેથી તેની સાથે રાત્રિનો પોસહ અવશ્ય લેવો પડે છે તેમાં સેસ દિવસરત્ત પજ્જુવાસામિ' પાઠ બોલાય છે

(૩) સવાર-સાજ પવેયણાની ક્રિયામા જતા પડિલેહણમા જતા, સ્થડિલ માત્રુ કરવા જતા, દહેરાસરે દર્શન કરવા જતા કે કોઈપણ કારણે સો (૧૦૦) ડગલા ઉપરાત જવુ પડે ત્યારે ઇરિયાવહી પડિક્કમીને 'ગમણાગમણે' આલોવવા જોઇએ.

(૪) સાજના પડિલેહણમા મુઠસી પચ્ચક્ખાણ કર્યું હોય તો પડિલેહણ પછી વિધિપૂર્વક પચ્ચક્ખાણ પારીને પાણી વાપરી શકાય અને પાણી ચૂકવ્યા પછી જ દેવવદન કરી શકાય

(૫) શ્રાવિકાઓએ સવાર અને સાજ ક્રિયા કરતી વખતે ફરીથી પડિલેહણના અને પોસહના તથા દેવસિઅ મુહપત્તીના આદેશો માગવાના હોય છે શ્રાવકોએ ગુરુમહારાજ પાસેથી આદેશ માગેલા હોવાથી તથા ગુરુમહારાજ પાસે દેવસિઅ પડિક્કમણ કરવાનુ હોવાથી ક્રિયા વખતે ફરીથી એના આદેશ માગવાની જરૂર રહેતી નથી, તેમજ પડિક્કમણ ગુરુમહારાજ સાથે કરવાનુ હોવાથી દેવસિઅ મુહપત્તી પણ પડિલેહવાની હોતી નથી

( ) ઉપધાનતપ પૂર્ણ થના પછીના પવેયણામા પણ દિવસ પડે તો દિવસની વૃદ્ધિ થાય છે

(૭) દરેક ક્રિયા કરતી વખતે મનની ચચળતા તથા કાયાની ચપળતા ઓછી ઉપયોગ રાખવો, નહિ તો આલોયણા આવે છે

(૮) મુહપત્તીનુ પડિલેહણ ૫૦ બોલપૂર્વક કરવુ જોઈએ જો બોલ ન આવડે તો શીખી લેવા જોઈએ

(૯) ઉપધાન સંબધી કે અન્ય પોસહમા ધાબળી માથે નાખવાના કાળ વખતે જગામે એટલે ખુલ્લામા જવુ પડે તો કામળી ઓઢીને જવું પણ કટાસણું ઓઢીને જવુ નહિ ઓઢેલી કામળી પર બે ઘડી સુધી બેસવુ કે સૂવુ નહિ

(૧૦) સો ખમાસમણા દેતી વખતે પ્રથમ ઉપધાન ચાલતું હોય તો પ્રારભમા શ્રી પચમગલ મહાશ્રુતસ્કન્ધાય નમો નમ બોલવું બીજુ ઉપધાન શરૂ થાય ત્યારે શ્રી પ્રતિક્રમણ શ્રુતસ્કન્ધાય નમો નમ એ પ્રમાણે બોલવુ એ રીતે દરેક ઉપધાન વખતે તેનુ નામ લઈને નમસ્કાર કરવો

૧૧

## કેટલીક અગત્યની માહિતી

(૧) ઉપધાનમા હોય ત્યા સુધી પુરુષથી ક્ષૌર કરાવી શકાતું નથી હજામત કરાવી શકાતી નથી)

(૨) ઉપધાનમા શરીરે તેલ ચોળાવવાનો નિષેધ છે તે માટે પ્રબળ કારણ ઉત્પન્ન થાય તો ગુરુની આજ્ઞા લઈને પછી જ ચોળાવી શકાય

(૩) વાચનાના દિવસે સ્ત્રીઓ માથે તેલ નાખી શકે છે, પણ માથુ ઓળી શકતી નથી

(૪) ઉપધાનમા દાખલ થયા પછી ગુરુને પૂછયા વિના પોતાની મેળે કોઈ પણ વસ્તુ બહારથી મગાવી શકાતી નથી

(૫) વરસાદનુ માવઠુ અકાળવૃષ્ટિ કહેવાય છે, પણ તેથી ઉપધાનમા દિવસ વધતો નથી

(૬) કાર્તિકાદિ ત્રણ ચાતુમાસમા અઢી દિવસની અસજ્ઝાય ગણાય છે, તે ઉપધાનમા ગણાતી નથી

(૭) ચાતુર્માસમા ઉપધાન વહન કરનાર પાટ-પાટલા વાપરે તે ઇચ્છવાયોગ્ય છે

(૮) ઉપધાન-વાહક સ્ત્રીએ માર્ગે ચાલતા ગીત-ગાન કરવાનું નથી (હીર પ્રશ્ન)

(૯) ઉપધાનમાથી નીકળવાના દિવસે એકાસણું કરવુ જોઇએ અને રાત્રિપોષધ લેવો જોઇએ

(૧૦) નાણ વહેલામા વહેલી આસો સુદ દશમે માડી શકાય છે

(૧૧) પ્રબળ કારણ હોય તો છક્રિયાને પહેલે દિવસે માળ પહેરી શકાય છે, પણ તેમ કરવુ પડે તો તે દિવસે પવેયણું કરાવી પહેલી વાચના આપીને પછી માળ પહેરાય છે

(૧૨) ઉપધાનમાથી નીકળ્યા પછી જો માળ પહેરવામા આવે તો માળ પહેરવાના દિવસે ઉપવાસ કરવો પડે છે

(૧૩) માળ પહેરાવનારે પણ તે દિવસે ઓછામા ઓછુ એકાસણાનુ તપ કરવુ પડે છે

(૧૪) માળ સંબધી જે દ્રવ્ય ઉત્પન્ન થાય છે, તે સર્વ દેવ-દ્રવ્ય ગણાય છે (સેન પ્રશ્ન)

(૧૫) નિવી કે આયબિલના દિવસે જમવાના સ્થાનમા જયણામંગલ' બોલવા પૂર્વક પ્રવેશ કરીને કાજો આદિ લઈને, થાળી વાટકા આદિ પૂજીને પછી બેસવાનુ હોય છે

૧૨

## ઉપયોગી સૂચનાઓ

(૧) ઉપધાનમા ભક્તિ કરનાર ભાગ્યશાળીઓ અનેક વસ્તુઓ બનાવે પણ ઉપધાન કરનારે જેમ બને તેમ ઓછા દ્રવ્યો વાપરવા, ઉપયોગ નાખવો અને ભોજનમાં આસક્તિ રાખવી નહિ

(૨) મળવા આવનાર સગાસંબંધી સાથે જરૂર પૂરતી જ ઉચિત ધાર્મિક વાત કરવી, પણ સંસાર-વ્યવહારની વાતો કરવી નહિ

(૩) અંદર અંદર નકામી વાતો કરવી નહિ

(૪) કોઈની નિંદા-કુથલી કરવી નહિ

(૫) એક બીજા સાથે કોઈપણ કારણે કલેશ-કકાસ કરવો નહિ કોઈ આત્મા અજ્ઞાનવશ થઈ ક્રોધ કલેશનુ કારણ ઊભુ કરે તો સહનશીલતા રાખી ક્ષમાધર્મ સાચવવો

(૬) ગુરુ પાસે ક્રિયા કરવાના નક્કી કરેલા સમય પહેલા હાજર થવું, એ વિનય છે

(૭) વ્યાખ્યાન નિયમિત સંપૂર્ણ સાભળવુ જોઈએ.

(૮) સામુદાયિક પાત્રા, ઘડા, થાળીઓ વગેરે પડિલેહવામાં મહા લાભ છે

૧૩

## વિધિ અગે કેટલાક સકેતો

ખમા૦ ખમાસમણ ખમાસમણનો પાઠ ' નિસીહિઆએ' સુધી બોલી ચરવળાથી સંડાસા પડિલેહવાપૂર્વક બે હાથ, બે ઢીંચણ અને મસ્તક ભૂમિએ લગાડી 'મ થએણ વદામિ' બોલતાં નમસ્કાર કરવો તેને ખમાસમણ દીધુ કહેવાય છે

ઇચ્છા૦ ઇચ્છાકારેણ સદિસહ ભગવન્!

ઇચ્છ૦ ભ૦ ઇચ્છકારિ ભગવન્!

ગુ૦ વ૦ ગુરુવચન

ઇરિયા૦ ઇરિયાવહી

ઇરિયાવહી પડિક્કમણ૦

(૧) ખમા૦ દઈ 'ઇચ્છા૦ ઇરિયાવહી પડિક્કમામિ !' ગુ૦ વ૦ પડિક્કમેહ

(૨) ઇચ્છ, ઇચ્છામિ પડિક્કમિઉં (આખુ ઇરિયાવહી સૂત્ર)

(૩) તસ્સ ઉત્તરી, અન્નત્થ સૂત્ર

(૪) એક લોગસ્સ (ચ દેસુનિમ્મલયરા સુધી)નો કાઉસ્સગ્ગ

(૫) પારી પ્રગટ લોગસ્સ કહેવો આટલી ક્રિયાને ઇરિયાવહી પડિક્કમણુ કહે છે

મુહ૦ મુહપત્તી

કાઉ૦ કાઉસ્સગ્ગ

પડિ૦ પડિલેહણા

વસતિશોધન—ક્રિયા કરવાના સ્થાનની આસપાસની સો ડગલા જેટલી ભૂમિ તપાસી લેવી અને તેમા મનુષ્ય કે તિર્યંચનુ શબ પડ્યું હોય કે તેમા હાડ માસ રુધિરાદિ પડ્યા હોય તે દૂર કરાવવા તેને વસતિશોધન કહે છે

## ૧૪

## ઉપધાન-પ્રવેશ

ઉપધાન વહન કરાવવાનુ કાર્ય અમુક ગૃહસ્થ કે ગૃહસ્થો તરફથી અથવા સઘ-સમુદાય તરફથી કરાવવામા આવે છે અને તપસ્વીઓને રહેવા માટે, આયંબિલ-એકાસણું કરવા માટે,

સ્થંડિલાદિ માટે, રાત્રે શયન કરવા માટે સગવડ કરવામા આવે છે તેમા ખાસ ધ્યાન રાખવાનું એટલું જ કે જગા જીવજંતુઓના ઉપદ્રવથી રહિત જોઇએ, ભેજ ન લાગે તેવી જોઇએ અને યથા-સ્થાને ચંદરવા બાધેલા હોવા જોઇએ સ્ત્રી-પુરુષોના સ્થાન અલગ જોઇએ, તેમ સામસામા પણ ન જ જોઇએ પરઠવવાના સ્થાન પણ અન્યોન્ય દૃષ્ટિ ન પડે તેવા જોઇએ

ઉપધાન વહન કરાવનાર તરફથી તેની શરૂઆતનું મુહૂર્ત જોવરાવવામાં આવે છે તે અનુસાર શુભ દિવસે ઉપાશ્રયમા કે બીજા કોઇ યોગ્ય સ્થાનમા નદી (નાણ) માડવામાં આવે છે અને પ્રવેશ કરવાની બધી ક્રિયા ગુરુ મહારાજ તેની સમક્ષ કરાવે છે

ઉપધાન વહન કરનાર મુમુક્ષુ ઉપધાનમા પ્રવેશ કરવાના દિવસે સવારમા પ્રતિક્રમણ, પડિલેહણ અને દેવવંદન કરીને જિનમન્દિરે જાય અને દર્શન-પૂજા કરીને ઘરે આવ્યા પછી ત્રણ નવકાર ગણીને નીકળે તે સીધો ક્રિયા કરવાના સ્થાને ગુરુમહારાજ પાસે પહોચી જાય જેઓ ઋદ્ધિમત હોય તે ગાજતેવાજતે ગુરુમહારાજની સમીપે જાય

પછી અક્ષત અને શ્રીફળની અંજલિ ભરી નદીને ત્રણ પ્રદક્ષિણા આપે, ત્યારે દરેક બાજુ એક એક નવકાર ગણે અને અંજલિમાના અક્ષત તથા શ્રીફળ પ્રભુ પાસે મૂકી દેઈ પોસહના ઉપકરણો ગ્રહણ કરી, ખમા૦ ઇરિયા૦ પડિક્કમી પોસહ લેવાના વિધિ પ્રમાણે પોસહ ગ્રહણ કરે પછી ખમા૦ દેઇ મુહ૦ પડિલેહવાનો આદેશ માગી મુહ૦ પડિલેહી, ખમા૦ દેઇ હાથ જોડીને કહે 'ઇચ્છકારી ભગવન્! તુમ્હે અમ્હ પ્રથમ ઉપધાન પચમંગલ મહાશ્રુતસ્કન્ધ ઉદ્દેસાવણી નદીકરાવણી દેવવંદાવણી વાસનિક્ષેપ કરો. (ગુ૦ વ૦ 'કરેમિ')

પઠી ઉપધાનમાં પ્રવેશ કરનાર 'ઇચ્છ' કહી, અવગ્રહમા પ્રવેશ કરી, ગુરુ પાસે વાસક્ષેપ કરાવે અને અવગ્રહથી બહાર નીકળી ખમા૦ દઈ કહે 'ઇચ્છકારી ભગવન્! તુમ્હે અમ્હ પ્રથમ ઉપધાન પચમગલમહાશ્રુતસ્કન્ધ ઉદ્દેસાવણી, નંદી કરાવણી, વાસનિક્ષેપ કરાવણી દેવવદાવો (ગુ૦ વ૦ 'વદાવેમિ')

પઠી આરાધક ખમા દઈ ચૈત્યવદન કરવાનો આદેશ માગે અને ગુરુ ચૈત્યવદન કરાવી આઠ સ્તુતિપૂર્વક દેવવદન અવન-કાઉ૦ નદીસૂત્ર વગેરે નદીને લગતી તથા ૭ ખમા૦ આદિની જે ક્રિયા કરાવે તે પ્રમાણે આરાધક સર્વ ક્રિયા કરે એટલે પ્રથમ ઉ ધાનમા વિધિપુર સર પ્રવેશ થયેલો ગણાય છે

બીજા ઉપધાનમા પ્રવેશ કરતી વખતે પણ નદીની ક્રિયા કરવાની હોય છે પરતુ પઠીના ચાર ઉપધાનમા નદીની ક્રિયા કરવાની હોતી નથી, તેમજ તે વખતે દેવવદન પણ વિસ્તારથી કરાતું નથી

## ૧૫

## સવારની ક્રિયા

દરરોજની ક્રિયાનું જે વર્ણન સાતમા પ્રકરણમા કર્યું છે, તેનો સંપૂર્ણ વિધિ આરાધકોએ જાણવાની જરૂર છે, તે ા હવે પછી તેનુ ક્રમશ દર્શન કરાવીશુ

આરાધક સવારે ચાર વાગે ઊઠી, ત્રણ નવકાર ગણ્યા પછી લઘુશકાદિકથી પરવારી સ્થાપનાજી સમક્ષ ઇરિયાવહી કહી ગમણા ગમણે આલોવે, ત્યારે નીચેનો પાઠ બોલે

(૧) ગમણાગમણેનો પાઠ

ઇર્યાસમિતિ, ભાષાસમિતિ, એષણાસમિતિ, આદાનભડમત્ત

(૪) પછી ઇચ્છ કહી ખમા૦ દેઇ કહે ઇચ્છા૦ પોસહ ઠાઉં ? | ઠાઓ, (ઠાએહ)

(૫) પછી ઇચ્છ કહી, નવકાર ગણી, ઇચ્છકારિ ભગવન્ પસાય કરી પોસહ દંડક ઉચ્ચરાવોજી એમ કહે, ત્યારે ગુરુજી નીચેનો પાઠ ઉચ્ચરાવે ગુરુજી પાઠ બોલે અને આરાધક પાસે બોલાવરાવે ત્યારે પાઠ ઉચ્ચરાવ્યો કહેવાય

(૪) પોસહ લેવાનુ પચ્ચક્ખાણ

"કરેમિભ તે પોસહ, આહારપોસહ દેસઓ સવ્વઓ, સરીરસક્કારપોસહ સવ્વઓ, બભચેરપોસહ સવ્વઓ, અવ્વાવારપોસહ સવ્વઓ, ચઉવ્વિહ પોસહ ઠામિ, જાવ અહોરત્ત પજ્જુવાસામિ, દુવિહ તિવિહેણ, મણેણ વાયાએ કાએણ, ન કરેમિ, ન કારવેમિ તસ્સ ભતે ! પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ અપ્પાણ વોસિરામિ" આરાધક વોસિરામિ કહે, એટલે પોસહનુ પચ્ચક્ખાણ ગ્રહણ કર્યું કહેવાય

(૫) સામાયિક લેવાનો વિધિ

પછી આરાધક ખમા૦ દેઈ ઇચ્છા૦ સામાયિક મુહ૦ પડિલેહુ કહે ત્યાથી માડીને સજ્ઝાય સંદિસાહુ સુધીનો સર્વ વિધિ કરે પણ સામાયિક દડકમા 'જાવનિયમ' ને બદલે 'જાવ પોસહ' બોલે પછી ગુરુ 'સંદિસાહો' કહે, ત્યારે આરાધક ઇચ્છ કહી ખમા૦ દેઇ ઇચ્છા૦ સજ્ઝાયમા છુ, એમ કહે

(૬) બહુવેલનો વિધિ

(૧) આરાધક એક નવકાર ગણી, ખમા૦ દેઇ ઇચ્છા૦ બહુવેલ સદિસહુ ? એમ કહે | સંદિસાહો

(૨) પછી આરાધક ઇચ્છ કહી ખમા૦ દેઇ ઈચ્છા૦ બહુવેલ કરીશું એમ કહે | કરજો (કરેહ)

(૩) પછી ઇચ્છ કહી, ચાર ખમાસણપૂર્વક ભગવાનાદિને વાદી, અઢ્ઢાઇજ્જેસુનો પાઠ કહી, શ્રી સીમધર સ્વામીનું તથા શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવદન કરી પ્રતિક્રમણ પૂરું કરે અને વખત થયે પડિલેહણ કરે

(૭) પડિલેહણનો વિધિ

*(૧) ખમા૦ દેઇ ઇરિયા૦ પડિક્કમી, ખમા૦ દેઇ ઈચ્છા પડિલેહણ કરુ ? એમ કહે | કરો (કરેહ)

(૨) ઇચ્છ કહી પાચ વસ્તુનું પડિલેહણ કરે તેમા પ્રથમ મુહ૦ પડિલેહે પછી અનુક્રમે ચરવલો, કટાસણુ, કદોરો અને પહેરેલુ ધોતિયુ પડિલેહે

(૩) ખમા૦ દેઇ ઇરિયાવહી પડિક્કમી, ખમા૦ દેઇ કહે ઇચ્છકારિ ભગવન્! પસાય કરી પડિલેહણા પડિલેહાવોજી | પડિલેહો

(૪) ઇચ્છ કહી વડીલનો ખેસ પડિલેહે

(૫) ખમા૦ દેઇ કહે ઇચ્છા૦ ઉપધિમુહ૦ પડિલેહુ ? | પડિલેહો

( ) ઇચ્છ કહી મુહ૦ પડિલેહે

(૭) ખમા૦ દેઈ કહે ઇચ્છા૦ ઉપધિ સંદિસાહુ ? | સંદિસાહો

(૮) ઇચ્છ કહી ખમા૦ દેઇ કહે ઇચ્છા૦ ઉપધિ પડિલેહુ ? | પડિલેહો

* જ્યા ક્રમાક લખ્યા છે ત્યા પછી ખમછ દેવુ

(૯) ઇચ્છં કહી પ્રથમ સંથારિયું અને પછી બાકીના વસ્ત્રોનું પડિલેહણ કરે પછી ખમા૦ દેઇ, ઇરિયા૦ પડિક્કમી કાજો લે અને બારીકાઇથી તપાસે તેમાં સચિત્ત બીજાદિ અગર કલેવર નીકળે તો આલોયણની યાદિમાં લખી લે પછી કાજો વોસિરાવી × ઇરિયા૦ પડિક્કમે પડિલેહણ પૂર્ણ
પછી દેવવંદન કરી+ પવેયણાનો વિધિ કરે

(૮) પવેયણાનો વિધિ

(૧) વસતિ શોધન કરી, ગુરુ પાસે આવી 'ભગવન્ સુદ્ધા વસહી' એમ કહી ઇરિયાવહી પડિક્કમે

(૨) ખમા૦ દેઈ કહે, ઇચ્છા૦ વસતિ પવેઉં ? | પવેહ

(૩) ઇચ્છં કહી ખમા૦ દેઈ કહે, 'ભગવન્ સુદ્ધાવસહી' | તહત્તિ

(૪) ખમા૦ દેઈ કહે, ઇચ્છા૦ પવેયણા મુહ૦ પડિલેહું ? | પડિલેહો

(૫) ઇચ્છં કહી મુહ૦ પડિલેહી બે વાંદણા દે | પવેહ

(૬) પછી કહે ઇચ્છા૦ પવેયણા (ણું) પવેઉં ? | પવેહ

(૭) ઇચ્છં કહી ખમા૦ દેઇ કહે, ઇચ્છકારિ ભગવન્! તુમ્હે અમ્હ પ્રથમ ઉપધાન પંચમંગલ-મહાશ્રુત

× કાજો કે માત્ર-પાણી વગેરે પરઠવતા પહેલા 'અણુજાણહ જસ્સુગ્ગહો' અને પરઠવ્યા પછી ૩ વાર વોસિરે કહે તેને વોસિરાવ્યું કહેવાય

+ આગળ ક્રમાંક ૧૧માં વિધિ આપેલો છે

સ્કન્ધ, બીજું ઉપધાન પ્રતિક્રમણ શ્રુત સ્કન્ધ, ત્રીજું ઉપધાન શક્રસ્તવાધ્યયન, ચોથું ઉપધાન ચૈત્ય સ્તવાધ્યયન, પાંચમું ઉપધાન નામસ્તવાધ્યયન છઠ્ઠું ઉપધાન શ્રુતસ્તવ-સિદ્ધ સ્તવાધ્યયન પૂર્વચરણપદ પઇસરાવણી પાલી તપ કરીશું [અહીં એટલું યાદ રાખવાનું છે કે જે ઉપધાનની બે વાચના છે, તેમાં પહેલી વાચના થઈ હોય ત્યાં સુધી જ પૂર્વચરણ પઇસરાવણી પ૦ બોલવું અને પહેલી વાચના પૂરી થાય એટલે તેના સ્થાને ઉત્તરચરણપદપઇસરાવણી એ પદ બોલવું જે ઉપધાનમાં ત્રણ વાચના છે, તેમાં પહેલી વાચના ન થઈ હોય ત્યાં સુધી ક્રમાગતપ૦ પઇસરાવણી અને બીજી વાચના ન થઈ હોય ત્યાં સુધી ઉત્તરચરણપદપઇસરાવણી એમ બોલવું તથા ચોથા ઉપધાનમાં એક જ વાચના છે, ત્યાં પૂર્વચરણપદ-ક્રમાગત-ઉત્તરચરણપદ પઇસરાવણી એમ બોલવું વળી ઉપવાસ અથવા આયંબિલ હોય તો પાલીતપ કરીશું, એમ બોલવું અને નિવ્વી કે એકાસણું હોય તો પાલી પારણું કરીશું એમ બોલવું ] ત્યારે ગુરુ કહે, કરજો.

(૮) ઇચ્છ કરી ખમા૦ દેઇ કહે, ઇચ્છકારિ ભગવન્ પસાય કરી પચ્ચક્ખાણનો આદેશ દેજોજી ત્યારે ગુરુ ઉપવાસ, આયંબિલ, નિવ્વી કે એકાસણાનું પચ્ચક્ખાણ કરાવે

(૯) બે વાંદણાં દેઇ ખમા૦ દેઇ કહે ઇચ્છા૦ બેસણું સંદિસાહું ? | સંદિસાવેહ

(૧૦) ઇચ્છ કરી ખમા૦ દેઈ કહે, ઇચ્છા૦ બેસણે ઠાઉં ? | ઠાએ

(૧૧) ઇચ્છં કરી ખમા૦ દેઇ કહે, અવિધિ આશાતના મિચ્છા મિ દુકડં પછી સજ્ઝાય કરે

(૯) સજ્ઝાયનો વિધિ

(૧) ખમા૦ દેઇ કહે ઇચ્છા૦ સજ્ઝાયકરું ? | કરજો (કરેહ)

(૨) એક નવકાર ગણી 'મન્નહ જિણાણ'ની સજ્ઝાય કરે

## 'મન્નહ જિણાણ' સજ્ઝાય

મન્નહ જિણાણમાણં, મિચ્છં પરિહરહ ધરહ સમ્મત્ત ।
છવ્વિહઆવસ્સયમિ, ઉજ્જુત્તો હોઈ પઈ દિવસં ॥ ૧ ॥
પવ્વેસુ પોસહવય, દાણ સીલ તવો અ ભાવો અ ।
સજ્ઝાય નમુક્કારો, પરોવયારો અ જયણા અ ॥ ૨ ॥
જિણપૂઆ જિણથુણણં, ગુરુથુઅ સાહમ્મિઆણ વચ્છલ્લં ।
વવહારસ્સ ય સુદ્ધિ, રહજત્તા તિત્થજત્તા ય ॥ ૩ ॥
ઉવસમ-વિવેગ-સવર, ભાસાસમિઈ છજ્જીવકરુણા ય ॥
ધમ્મિઅજણ-સંસગ્ગો, કરણદમો ચરણપરિણામો ॥ ૪ ॥
સંઘોવરિ બહુમાણો, પુત્થયલિહણં પભાવણા તિત્થે ।
સઢ્ઢાણકિચ્ચમેઅં, નિચ્ચં સુગુરૂવએસેણં ॥ ૫ ॥
પછી રાઇઅ મુહ પડિલેહે

(૧૦) રાઇઅ મુહપત્તીનો વિધિ

(૧) ખમા૦ દેઈ ઇરિયા૦ પડિકકમી કહે, ઇચ્છા૦ રાઇઅ મુહ૦ પડિલેહું ? | પડિલેહો

(૨) ઇચ્છં કહી મુહ૦ પડિલેહી, બે વાંદણા દઇને કહે ઇચ્છા૦ રાઇઅ આલોઉ ? | આલોએહ

(૩) 'ઇચ્છં આલોએમિ જો મે અઇઆરો'નો સંપૂર્ણ પાઠ કહે

(૪) 'સવ્વસ્સવિ રાઇઅ 'નો ઇચ્છા૦સં૦ભ૦સુધી પાઠ કહે ગુરુ કહે 'પડિક્કમેહ' ત્યારે ઇચ્છં તસ્સ મિચ્છા મિ દુક્કડં ' કહી ગુરુ પદસ્થ હોય તો બે વાંદણાં દે અને પદસ્થ ન હોય તો વાંદણાં દીધા વિના તરત ખમા૦ દેઇ 'ઇચ્છકાર સુહરાઇ'નો પાઠ કહે

(૫) અબ્ભુટ્ઠિઓ ખામી, બે વાંદણાં દેઈ, ઇચ્છા૦ પચ્ચક્ખાણ કર્યું છે એમ કહી, ખમા૦ દેઇ 'અવિધિ આશાતના મિચ્છા મિ દુક્કડં ' કહે, એટલે રા૦ મુહ૦ નો વિધિપૂર્ણ થયો ગણાય

(૬) ઉપધાનના ૧૦૦ ખમા૦ દેઈ, પછી દહેરાસર જઈ દેવવંદન કરે

## (૧૧) દેવવંદનનો વિધિ

(૧) ખમા૦ દેઇ ઇરિયા૦ પડિક્કમી ખમા૦ દેઇ કહે, ઇચ્છા૦ ચૈત્યવંદન કરું ? | કરેહ

(૨) અહીં બેસ નાખી ઇચ્છં કહી ચૈત્યવંદન કરી, જંકિંચિ, નમોત્થુણં કહી તરત જયવીયરાયનો પાઠ આભવમખંડા સુધી કહે

(૩) ખમા૦ દેઇ કહે, 'ઇચ્છા૦ ચૈત્યવંદન કરું ?' | કરો

(૪) ઇચ્છં કહી, ચૈત્યવંદન કરી, ઊભા થઈને અરિહંત ચેઇયાણં અન્નત્થ કહી એક નવકારનો કાઉ૦ કરી, પારી નમોઽર્હત્ કહી સ્તુતિના (થોઈના) જોડામાંથી પ્રથમ સ્તુતિ કહે

(૫) લોગસ્સ, સવ્વલોએ અરિહંતચેઇઆણં વ૦, અન્નત્થ કહી એક નવકારનો કાઉ૦ કરી, પારી બીજી સ્તુતિ કહે.

(૬) પુક્ખરવર દી૦ સુઅસ્સ ભગવઓ વંદણ૦ અન્નત્થ કહી, એક નવકારનો કાઉ૦ કરી, પારી કહી ત્રીજી સ્તુતિ કહે

(૭) સિદ્ધાણં બુદ્ધાણં, વેયાવચ્ચગરાણં અન્નત્થ કહી, એક નવકારનો કાઉ૦ કરી, પારી, નમોર્હંત્ કહી ચોથી સ્તુતિ કહે

(૮) એવી રીતે બીજી વખત નીચે બેસી, નમોત્થુણં કહી ઊભા થઇ અરિહંત ચેઇયાણં થી માંડી ચોથી સ્તુતિ કહે, પણ તેમા આવડે તો થોય જોડા બીજો બોલે

(૯) નીચે બેસી નમોત્થુણં, જાવંતિ, ખમા૦ જાવંત, નમોડર્હંત્ કહી, સ્તવન બોલી, જયવીયરાયનો પાઠ આભવમખંડા સુધી કહે

(૧૦) ખમા૦ દેઇ કહે, ઇચ્છા૦ ચૈત્યવંદન કરું ? | કરેહ.

(૧૧) ઇચ્છં૦ કહી ચૈત્યવંદન કરી જં કિંચિ, નમોત્થુણં કહી તરત સંપૂર્ણ જયવીયરાય કહે

(૧૨) ખમા૦ દેઇ 'અવિધિ આશાતના મિચ્છા મિ દુક્કડં' કહે, એટલે વિધિ પૂરો થયો ગણાય

(૧૨) પોરિસી ભણાવવાનો વિધિ

(૧) છ ઘડી દિવસ ચડ્યા પછી પોરિસી ભણાવવી જોઇએ, તેમા

(૨) ખમા૦ દેઇ કહે 'ઇચ્છા૦ બહુપડિપુના પોરિસી' | તહત્તિ.

(૩) ઇચ્છ કહી, ખમા૦ દેઇ ઇરિયાવહી પડિક્કમી, ખમા૦ દેઇ કહે ઇચ્છા૦ પડિલેહણ કરું ? | કરેહ

(૪) ઇચ્છ કહી રાઇઅ મુહપત્તી પડિલેહે કે જેનો વિધિ દર્શાવેલો છે પછી નમસ્કારની ગણના (જાપ) કરે

(૧૩) નમસ્કાર ગણવાનો વિધિ

સ્થિર આસને બેસે કોઇની સાથે વાત કરે નહિ ગણના ચાલે ત્યાં સુધી હોઠ ફફડાવે નહિ કોઇની સાથે વાત કરે તો નવકારવાળી લેખામાં આવે નહિ એક દિવસમાં કુલ ૨૦ બાંધી નવકારવાળી ગણવાની છે તે જો એક આસને ન થઈ શકે તો પાંચ–પાંચના ટૂકડે ફેરવવી લોગસ્સ ગણવા હોય તો તે પણ સ્થિર ચિત્તે, મૌનપૂર્વક ગણવા

૧૬

## પચ્ચકખાણ પારવાનો વિધિ

(૧) ખમા૦ દેઇ, ઇરિયાવહી પડિક્કમી, ખમા૦ દેઇ ઇચ્છા૦ ચૈત્યવંદન કરું ? ઇચ્છ કહી, જગચિંતામણિના ચૈત્યવંદનથી સંપૂર્ણ જયવીયરાય સુધીના સૂત્રો કહે તેમાં સ્તવન 'ઉવસગ્ગહરં'નું કહે

(૨) ખમા૦ દેઇ ઇચ્છા૦ સજ્ઝાય કરું ? ઇચ્છ કહી એક નવકાર ગણીને 'મન્નહ જિણાણં'ની સજ્ઝાય કહે

(૩) ખમા૦ દેઇ ઇચ્છા૦ મુહપત્તી પડિલેહું ? ઇચ્છ કહી મુહપત્તી પડિલેહે

(૪) ખમા૦ દેઇ ઇચ્છા૦ પચ્ચકખાણ પારું ? (ગુરુ કહે 'પુણોવિ કાયવ્વં') યથાશક્તિ કહી ખમા૦ દેઈ ઇચ્છા૦ —

પચ્ચકખાણ પાર્યું (ગુરુ કહે 'આયારો ન મોત્તવ્વો) પછી તહત્તિ કહી, જમણો હાથ મૂઠી વાળીને ચરવળા ઉપર સ્થાપી, એક નવકાર ગણે અને જે પચ્ચકખાણ પારવુ હોય તેનુ નામ લઇને નીચે પ્રમાણે પારે

(૧) તિવિહાર ઉપવાસ પચ્ચકખાણ પારવાનો આલાવો —

સૂરે ઉગ્ગએ અબ્ભતટ્ઠં પચ્ચકખાણ કર્યું તિવિહાર પોરિસી, સાઢપોરિસી (સૂરે ઉગ્ગએ પુરિમડ્ઢ) મુટ્ઠિસહિઅ પચ્ચકખાણ કર્યું પાણહાર, પચ્ચકખાણ ફાસિઅં, પાલિઅ, સોહિઅ, તીરિઅ, કિટ્ટીઅ, આરાહિઅ જ ચ ન આરાહિઅ તસ્સ મિચ્છા મિ દુક્કડ ॥

(૨) આયબિલ-એકાસણુ પચ્ચકખાણ પારવાનો આલાવો —

ઉગ્ગએ સૂરે નમુક્કારસહિઅ પોરિસિ સાઢપોરિસિ (સૂરે ઉગ્ગએ પુરિમડ્ઢ અવડ્ઢ) મુટ્ઠિસહિઅ પચ્ચકખાણ કર્યુ ચઉવિહાર, આયબિલ, નિવ્વી એકાસણુ કર્યું તિવિહાર પચ્ચકખાણ ફાસિઅ, પાલિઅ, સોહિઅ, તીરિઅ, કિટ્ટીઅ, આરાહિઅ જ ચ ન આરાહિઅ તસ્સ મિચ્છા મિ દુક્કડ ॥

પછી મૂઠી વાળી એક નવકાર ગણે એટલે પચ્ચકખાણ પાર્યું ગણાય

(૩) મુઠસી પચ્ચ૦ પારવાનો આલાવો —

મુટ્ઠિસહિઅ પચ્ચકખાણ ફાસિઅ, પાલિઅ, સોહિઅ, તીરિઅ, કીટ્ટિઅ, આરાહિઅ, જ ચ ન આરાહિઅ તસ્સ મિચ્છામિ દુક્કડ ॥

१७

## સાંજની ક્રિયા

(१) પડિલેહણનો વિધિ —

(१) ખમા० દેઇ કહે ઇચ્છા० બહુ પડિપુન્ના પોરિસિ | તહત્તિ.

(२) ખમા० દેઈ ઇરિયા० પડિક્કમી, ખમા० દેઈ કહે 'ઇચ્છા० ગમણાગમણે આલોઉં ? | આલોએહ.

(३) ઇચ્છં કહી ગમણાગમણેનો પાઠ બોલે

(४) ખમા० દેઈ કહે ઇચ્છા० પડિલેહણા કરું ? | કરેહ

(५) ઇચ્છં કહી ખમા० દેઇ કહે ઇચ્છા० પોસહસાલા પ્રમાર્જું ? | પ્રમાર્જો (પમજ્જેહ)

(६) ઇચ્છં કહી ઉપવાસવાળા મુહ૦, કટાસણું અને ચરવળો એ ત્રણની પડિલેહણા કરે અને આયંબિલ અથવા નિવ્વી એકાસણાવાળા તે ત્રણ વસ્તુ ઉપરાંત કંદોરા અને પહેરેલા ધોતિયાનું પણ પડિલેહણ કરે

(७) ખમા० દેઇ, ઇરિયા પડિક્કમી, (ઉપવાસવાળાએ ઇરિયા પડિપડિક્કમવી નહિ), ખમા० દેઇ કહે ઇચ્છં० ભ० પસાય કરી પડિલેહણા પડિલેહાવોજી | પડિલેહો

(८) ઇચ્છં કહી વડીલનો એમ પડિલેહે પછી ખમા० દેઈ કહે ઇચ્છા० ઉપધિ મુહ૦ પડિલેહું ? | પડિલેહો

(९) ઇચ્છં કહી મુહપત્તી પડિલેહે

(१०) ખમા० દેઈ કહે ઇચ્છા० સજ્ઝાય કરું ? | કરેહ.

(૧૧) ઈચ્છં કહી, એક નવકાર ગણી 'મન્નહ જિણાણ'ની સજ્ઝાય કરે

(૧૨) પછી ખમા૦ દેઇ કહે ઇચ્છા૦ પસાય કરી પચ્ચક્ખાણનો આદેશ દેશોજી ત્યારે ગુરુ પાણી વાપરવુ હોય તેને મુટ્ઠિસહિઅનુ અને ન વાપરવુ હોય તેને પાણહારનુ અને જેણે આખા દિવસમા બીલકુલ પાણી ન વાપર્યું હોય તેને સૂરે ઉગ્ગએ ચઉવિહારનું પચ્ચક્ખાણ કરાવે

(૧૩) ખમા૦ દેઇ કહે ઇચ્છા૦ ઉપધિ સંદિસાહુ ?
| સંદિસાહો

(૧૪) ઇચ્છં કહી, ખમા૦ દેઇ કહે ઇચ્છા૦ ઉપધિ પડિલેહુ ?
| પડિલેહો

(૧૫) ઈચ્છં કહી, બાકીના વસ્ત્રો પડિલેહે અને ઇરિયા પડિક્કમી કાજો લેઇ સચિત્ત બીજાદિ અથવા કલેવર નીકળે તો આલોયણામા લખે

(૧૬) શુદ્ધ ભૂમિમા કાજો વોસિરાવે અને સ્થાને આવી ઇરિયા૦ પડિક્કમે પછી જેણે મુટ્ઠિસહિઅનુ પચ્ચક્ખાણ કર્યું હોય તેણે જો પાણી વાપરવું હોય તો મુઠ્ઠી નીચે સ્થાપી, નવકાર ગણી, મુટ્ઠિસહિઅ પચ્ચ૦ ફાસિઅ વગેરે પાઠ કહેવાના વિધિપૂર્વક પચ્ચક્ખાણ પારી પાણી વાપરે અને પાણી ચૂકવી દે પછી દેવને વદન કરે

(૨) દેવવદનનો વિધિ —

ઉપર જણાવેલો છે, તે મુજબ કરે

(૩) સાંજની અન્ય ક્રિયાનો વિધિ

(૧) પવેયણાના વિધિમાં ૧ થી ૩ કલમમાં બતાવેલી વસ્ત્રતિ-શોધન અંગેનો વિધિ કરે

(૨) ઇરિયા૦ પડિ૦ -સી ખમા૦ દેઇ કહે ઇચ્છા૦ મુહ૦ પડિલેહુ ? | પડિલેહેહ.

(૩) ઇચ્છં કહી મુહપત્તી પડિલેહે. પછી જેણે ઉપવાસ કર્યો હોય તે ખમા૦ દેઈ અને આયંબિલ કે એકાસણું કર્યું હોય તે બે વાંદણાં દેઇ કહે ઇચ્છ૦ બ૦ પસાય કરી પચ્ચક્ખાણનો આદેશ દેશોજી ત્યારે ગુરુ પચ્ચક્ખાણ કરાવે

(૪) બધા બે વાંદણાં દે

(૫) ખમા૦ દેઇ કહે, ઇચ્છા૦ બેસણે સંદિસાહુ ? | સંદિસાહેહ.

(૬) ઇચ્છં કહી ખમા૦ દેઇ કહે ઇચ્છા૦ બેસણે ઠાઉં ? | ઠાએહ.

(૭) ઇચ્છં કહી, ખમા૦ દેઈ 'અવિધિ આશાતના મિ૦ દુક્કડં' કહી, ખમા૦ દેઇ કહે ઇચ્છા૦ સ્થંડિલ પડિલેહું ? | પડિલેહેહ.

(૮) પછી ઇચ્છં કહી નીચે પ્રમાણે પાઠ બોલે

(૪) ચોવીસ માંડલનો પાઠ —

(૧) આઘાડે[1] આસન્ને[2] ઉચ્ચારે[3] પાસવણે[4] અણહિયાસે[5]

---

૧ ખાસ મરજીયાતના વખતે ૨ નજીક ૩ વડી નીતિના પ્રસંગે ૪ લઘુ નીતિના પ્રસંગે ૫ સહન ન થઇ શકતા

(૨) આઘાડે આસન્ને પાસવણે અણહિયાસે
(૩) આઘાડે મજ્ઝે[૬] ઉચ્ચારે પાસવણે અણહિયાસે
(૪) આઘાડે મજ્ઝે પાસવણે અણહિયાસે
(૫) આઘાડે દૂરે[૭] ઉચ્ચારે પાસવણે અણહિયાસે
(૬) આઘાડે દૂરે પાસવણે અણહિયાસે
(૭) થી (૧૨) માડલામા અણહિયાસે પદને સ્થાને અહિયાસે[૮] પદ બોલે
(૧૩) થી (૧૮) માડલામા પ્રારભના છમા આઘાડે પદને બદલે અણાઘાડે[૯] પદ બોલે
(૧૯) થી (૨૪) માડલામા પ્રથમ અણાઘાડે પદ બોલે ને છેલ્લુ અહિયાસે પદ બોલે

[આમાના પહેલા છ માડલા સથારાની નજીક કરાય છે, બીજા છ ઉપાશ્રયના બારણાની અદર કરાય છે, ત્રીજા છ ઉપાશ્રયની બહાર નજીકમા કરાય છે અને ચોથા છ ઉપાશ્રયથી આશરે સો હાથ દૂર કરાય છે।

(૫) સ્ત્રીઓ માટેનો વિશેષ વિધિ

અહીં સ્ત્રીઓએ દેવસિઅ મુહપત્તી પડિલેહવાનો વિધિ અધિક કરવાનો હોય છે તે રાઇઅ મુહપત્તી વિધિ જેવો છે તેમા ફક્ત 'રાઇઅ' પદને બદલે 'દેવસિઅ' પદ બોલવુ

(૧) તેમા છેવટ અબ્ભુટ્ઠિઓ ખામી, બે વાદણા દેઈ, ખમા૦ દેઇ, અવિધિ–આશાતના મિચ્છા મિ દુક્કડ કહેવા સુધીનો વિધિ કરવો

૬ મધ્યમા, ૭ દૂર ૮ સહન થઈ શકતાં ૯ ખાસ મુશ્કેલી ન હોય તે વખતે.

(૨) પછી શ્રાવિકા ખમા૦ દેઈ કહે ઇચ્છા૦ સ્થડિલ શુદ્ધિ કરીશુ | કરજો

(૩) ઇચ્છ કહી ખમા૦ દેઇ કહે ઇચ્છા૦ દિશિ પ્રમાજુ ? | પ્રમાર્જો

(૪) શ્રાવિકા ઇચ્છ કહી, પોતાનુ સ્થાન નો ડગવાની અંદર હોય તો ત્યા ચોવીશ માડલાનો પાઠ કહે કે જે ઉપર જણાવેલો છે ને પોતાનુ સ્થાન નો ડગવાની બહાર હોય તો પોતાને સ્થાને આવી ઇરિયા૦ પડિક્કમી ગમણાગમણે આલોવી ઉપર પ્રમાણે આ માડલા કરે

૧૮

## સથારા પોરિસીનો વિધિ

રાત્રે એક પ્રહર સુધી સ્વાધ્યાય-ધ્યાન કર્યા પછી સથારો કરવાના અવસરે આરાધક ખમા૦ દેઈ ઇચ્છા૦ બહુ પડિપુન્ના પોરિસી કહે. ગુરુ કહે તહત્તિ' પછી આરાધક ખમા૦ દેઇ ઇરિયા૦ પડિક્કમી ખમા૦ દેઈ 'ઇચ્છા૦ બહુ પડિપુન્ના પોરિસિ રાઇઅ સથારએ ઠામિ ? ઇચ્છ' કહી ચૈત્યવદન કહે, એમા ચઉક્કસાય સૂત્રનો પાઠ બોલે પછી નમોત્થુણ થી જયવીયરાય સુધીના પાઠ કહે, પછી ખમા૦ દેઇ 'ઇચ્છા૦ સથારા પોરિસી વિધિ ભણવા મુહપત્તી પડિલેહુ ? ઇચ્છ' કહી મુહપત્તી પડિલેહે

પછી હાથ જોડી નિસીહિ, નિસીહિ, નિસીહિ નમો ખમા સમણાણ ગોયમાઇણ મહામુણીણ, નમો અરિહતાણ નમો સિદ્ધાણ નમો આયરિયાણ, નમો ઉવજ્ઝાયાણ, નમો લોએ સવ્વસાહૂણ ॥ એસો પચ નમુક્કારો, સવ્વ પાવપ્પણાસણો, મગલાણ

ય સંવેસિં પઢમં હવઈ મંગલં ॥ કરેમિ ભંતે ! સામાઇયં સાવ જ્જં જોગં પચ્ચક્ખામિ, જાવ પોસહં પજ્જુવામિ, દુવિહં તિવિહેણં, મણેણં વાયાએ કાએણં ન કરેમિ ન કારવેમિ, તસ્સ ભંતે ! પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ ॥ આ મુજબ ત્રણ વાર કહી નીચેની ગાથાઓ બોલે (પોસહમાં ન હોય તેમણે ઉપર મુજબની ક્રિયા કરવાની જરૂર નથી, માત્ર ગાથાઓ બોલવી)

અણુજાણહ જિટ્ઠજ્જા !

અણુજાણહ પરમગુરુ ! ગુરુગુણરયણેહિં મંડિયસરીરા ! ।
બહુ પડિપુન્ના પોરિસી, રાઇઅ-સંથારએ ઠામિ ॥ ૧ ॥

અણુજાણહ સંથારં, બાહુવહાણેણ વામપાસેણ ।
કુક્કુડિ-પાય-પસારણ અતરંત પમજ્જએ ભૂમિં ॥ ૨ ॥

સંકોઇઅ સંડાસા, ઉવ્વટ્ટંતે અ કાય-પડિલેહા ।
દવ્વાઈ-ઉવઓગં ઊસાસ×-નિરુંભણા લોએ ॥ ૩ ॥

જઈ મે હુજ્જ પમાઓ, ઈમસ્સ દેહસ્સિમાઈ રયણીએ ।
આહારમુવહિદેહં, સવ્વં તિવિહેણ વોસિરિઅં ॥ ૪ ॥

ચત્તારિ મંગલં – અરિહંતા મંગલં, સિદ્ધા મંગલં,
સાહૂ મંગલં, કેવલિપન્નત્તો ધમ્મો મંગલં ॥ ૫ ॥

ચત્તારિ લોગુત્તમા – અરિહંતા લોગુત્તમા, સિદ્ધા લોગુત્તમા,
સાહૂ લોગુત્તમા, કેવલિપન્નત્તો ધમ્મો લોગુત્તમો ॥ ૬ ॥

ચત્તારિ સરણં પવજ્જામિ – અરિહંતે સરણં પવજ્જામિ,
સિદ્ધે સરણં પવજ્જામિ, સાહૂ સરણં પવજ્જામિ,
કેવલિપન્નત્તં ધમ્મં સરણં પવજ્જામિ ॥ ૭ ॥

× પાઠાં ઉસાસ

પાણાઇવાયમલિઅ, ચોરિક્ક મેહુણ દવિણ મુચ્છ ।
કોહ માણ માય, લોભ પિજ્જ તહા દોસ ॥ ૮ ॥

કલહ અબ્ભક્ખાણ, પેસુન્ન રઈ-અરઈ-સમાઉત્ત ।
પરપરિવાય માયા-મોસ મિચ્છત્ત સલ્લ ચ ॥ ૯ ॥

વોસિરિસુ ઇમાઇ, મુક્ખમગ્ગસંસગ્ગવિગ્ઘભૂઆઈ ।
દુગ્ગઈ નિબંધણાઇ, અટ્ઠારસ પાવઠાણાઇ ॥ ૧૦ ॥

એગોહ નત્થિ મે કોઇ, નાહમન્નસ્સ કસ્સઈ ।
એવ અદીણ-મણસો, અપ્પાણમણુસાસઇ ॥ ૧૧ ॥

એગો મે સાસઓ અપ્પા, નાણ-દંસણ-સંજુઓ ।
સેસા મે બહિરાભાવા, સવ્વે સંજોગલક્ખણા ॥ ૧૨ ॥

સંજોગમૂલા જીવેણ, પત્તા દુક્ખપરંપરા ।
તમ્હા સંજોગસંબંધ, સવ્વ તિવિહેણ વોસિરિઅં ॥ ૧૩ ॥

અરિહંતો મહ દેવો, જાવજ્જીવ સુસાહુણો ગુરુણો ।
જિણપન્નત્ત તત્ત, ઇઅ સમ્મત્ત મએ ગહિઅ ॥ ૧૪ ॥

(આ ચૌદમી ગાથા ત્રણ વાર બોલી, આરાધક સાત નવકાર ગણે, પછી નીચેની ગાથાઓ કહે )

ખમિઅ ખમાવિઅ મઇ, ખમહ સવ્વહ જીવનિકાય ।
સિદ્ધહ સાખ આલોયણ, મુજ્ઝહ વઇર ન ભાવ ॥ ૧૫ ॥

સવ્વે જીવા કમ્મવસ, ચઉદહ રાજ ભમંત,
તે મે સવ્વ ખમાવિઆ, મુજ્ઝવિ તેહ ખમંત ॥ ૧૬ ॥

જં જં મણેણ બદ્ધ, જં જં વાએણ ભાસિઅ પાવ ।
જં જં કાએણ કય, મિચ્છા મિ દુક્કડ તસ્સ ॥ ૧૭ ॥

પછી સંથારો કરે, ત્યા નાભિ ઉપરના અંગને મુહપત્તીથી અને નીચેના ગાત્રોને ચરવળાથી પૂજી, ડાબે પડખે હાથનું ઓશીકું કરીને સૂએ

૧૯

## માળ પહેરવાનો વિધિ

તપના અંતે ઉદ્યાપન-ઉજમણું કરવામા આવે તો તે વિશેષ ફળદાયક થાય છે શ્રાદ્ધવિધિમા કહ્યુ છે કે માળ પહેરવી એ ઉપધાન તપનું ઉજમણું છે, તેથી ઉપધાનની પૂર્ણાહુતિ થયે માળ પહેરાવવામા આવે છે તેનો વિધિ આ પ્રમાણે સમજવો

નિર્ધારિત શુભ મુહૂર્તે ઉપધાન વહન કરેલા આરાધકો ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરી ગુરુ મહારાજ પાસે આવે ત્યા નંદી (નાણ) મંડાવવામા આવે અને ઉપધાનવાહક પોષધમા ન હોય તો શ્રીફળ લઇ નંદીને ત્રણ પ્રદક્ષિણા આપે, પછી મુહપત્તી, ચરવળો ગ્રહણ કરી, ખમા૦ દેઇ, ઇરિયાવહી પડિક્કમી, મુહપત્તી પડિલેહી, ગુરુ મહારાજ કરાવે તેમ નંદીની ક્રિયા કરે, સમુદ્દેશને લગતી ક્રિયા કરે, તથા અનુજ્ઞાની ક્રિયા કરે આ ક્રિયા છ ઉપધાન માટે ભેગી થાય છે પછી ગુરુ મહારાજ માળની અભિમંત્રિત વાસ વડે પ્રતિષ્ઠા કરે (જો કે તેમણે આગલા દિવસે સંધ્યાકાળે પણ તેની પ્રતિષ્ઠા કરેલી હોય છે, પણ વિશેષ પ્રતિષ્ઠા અર્થે તેમ કરે) પછી ગુરુ મહારાજ માળ પહેરાવનાર વૃદ્ધ બંધુ, પુત્રાદિક જે હોય તેને બ્રહ્મચર્યાદિકનો યથાશક્તિ નિયમ કરાવી માળ તેના હાથમા આપે કે બીજા પાસે અપાવે એટલે તેઓ માળને વંદન કરી, પોતાના અને માળ પહેરનારના કપાળમા તિલક કરી, ત્રણ અથવા સાત નવકાર ગણીને માળ પહેરાવે ત્યાર

પછી માળ સહિત નંદીને ત્રણ પ્રદક્ષિણા-ચારે બાજુ નવકાર ગણતા અને ખમાસમણ દેતા-આપે પછી ગુરુ મહારાજ તેના પર વાસક્ષેપ કરે અને આરાધક 'અવિધિ-આશાતના મિચ્છા મિ દુક્કડં' એમ કહે

માળ પહેરવાનું કાર્ય થઈ રહ્યા પછી શિષ્ય ગુરુ મહારાજને ખમાસમણ દેઈ હિતશિક્ષા આપવાની પ્રાર્થના કરે, એટલે ગુરુમહારાજ કહે—

नाण पयासग सोहआ, तवा संजमा अ गुत्तिधरा।
तिण्हं पि समाओगे, मुक्खो जिणसासणे भणिओ ॥ १ ॥

मुक्ति-स्त्री-वरमाला, सुकृत-जलाकर्षण घटीमाला।
साक्षादिव गुणमाला, माला परिधीयते धन्यैः ॥ २ ॥

અર્થ પ્રકાશક એવું જ્ઞાન, આત્માને શુદ્ધ કરનાર તપ અને ગુપ્તિધારક સંયમ એ ત્રણેનો સંયોગ થવો તેને જિનશાસનમાં મોક્ષ કહેલો છે

મુક્તિ રૂપી કન્યાની વરમાળા જેવી, પુણ્ય રૂપી જળનું આકર્ષણ કરવામાં ઘડી-માળ રેંટ જેવી અને સાક્ષાત્ ગુણોની માળ હોય તેવી આ માળા ધન્ય પુરુષો વડે જ ધારણ કરાય છે'

ગુરુ મહારાજે આ પ્રમાણે ઉપદેશ આપ્યા પછી માલા-રોપણનું કાર્ય સમાપ્ત થાય છે

માળ પહેરનાર તે દિવસે ઉપવાસ અથવા આયંબિલ કરે અને રાત્રે પોસહ ગ્રહણ કરે એ જરૂરી છે

માળ પહેરતી વખતે વાજિંત્રો વગાડવા, ગીત ગવરાવવા,

સ્વજનવર્ગે માળ પહેરનારને પહેરામણી કરવી, પ્રભાવના કરવી તથા યથાશક્તિ સાધર્મિ-વચ્છલ કરવું, એ પ્રસંગોચિત વ્યવહાર છે

માળા પહેર્યા પછી ઉપધાનવાહકે શું કરવુ આવશ્યક છે? તે પણ અહીં દર્શાવીએ છીએ માળ પહેર્યા પછી દસ દિવસ એકાસણુ કરવુ, દસ દિવસ સુધી દરરોજ સો (૧૦૦) લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો તથા ૨૦ નવકારવાળી બાંધી ગણવી, ઓછામા ઓછા દસ દિવસ બ્રહ્મચર્ય પાળવુ, બીજુ તપ છ માસ સુધી ન થઈ શકે તો તેટલો સમય સચિત્તનો ત્યાગ કરવો અને ઉકાળેલુ પાણી પીવુ પછીનું જીવન પણ એવી રીતે જીવવુ કે જેથી ઉત્તરોત્તર આત્મોન્નતિ થાય અને ભીષણ ભવસાગરનો પાર પામી શકાય

આ લેખ પૂર્ણ કરતા પહેલા એટલું જણાવવા ઇચ્છીએ છીએ કે ઉપધાનની ક્રિયાઓમા જો યોગ્ય ચિંતનનો આશ્રય લેવાય તો આત્મવિકાસ ઘણી ઝડપથી થાય છે, એ વસ્તુ અમે ઉપધાનચિંતન નામના લેખમા દર્શાવી છે તેનુ મુમુક્ષુઓએ અવશ્ય અવલોકન કરવુ, એ જ અભ્યર્થના



શ્રીવિજયદાનસૂરીશ્વરજી જૈન ગ્રન્થમાલામા મળતા

# ગ્રન્થોનું લીષ્ટ

| ગ્રંથાંક | નામ | | કિંમત |
|---|---|---|---|
| ૧ | मौन एकादशीकथा पद्य | (प्रत) | ०- १-० |
| ७ | प्रतिक्रमणपद्धति | ,, | ०- ६-० |
| ११ | पिंडविशुद्धिसटीक | ,, | १-१२-० |
| १२ | विविधप्रश्नोत्तर भा २ | बुक | १ ०-० |
| | મર્તા શ્રુતઆગમરહસ્યવેદી | | |
| १४ | उत्तराध्ययनसारोद्धारमूल साधुसाध्वीने भेट | | |
| १८ | आवश्यक निर्युक्ति दीपीका भा १ ,, | | ३- ८-० |
| ३२ | पर्युषणाष्टाह्निकाव्याख्यान साधुसाध्वीने भेट | | |
| | શ્રી ઉદયપ્રભસૂરિ | | |
| ३७ | नवविधिसंग्रह | ગુજરાતી | ० ६ ० |
| ३८ | प्रकरण दोहन | | १- ०-० |
| | પ્રસિદ્ધ વક્તા શ્રી ભાનુવિજયજીગણિ મહારાજ | | |
| ३९ | तत्त्वार्थ सभा | | ० ८ ० |
| | પ્રસિ૦ શ્રી ભાનુવિજયજીગણિ મહારાજ | | |
| ४२ | आवश्यक नि० दीपिका भा ३ जो | | २- ०-० |
| ४३ | सम्यग्ज्ञानप्रकाशनपथे (पंचसूत्र) | ગુજરાતી | २- ०-० |
| | પ્રસિદ્ધ વક્તા શ્રી ભાનુવિજયગણિ મહારાજ | | |
| ४४ | पाक्षिक पर्व संग्रहो | (प्रत) | २ ०-० |
| ४९ | आवश्यक क्रियानासूत्रो पूज्य साधुसाध्वीओ माटे भेट | | |
| | વ્યાખ્યાતા પ્રે૦ શ્રી ભાનુવિજયગણિ | | १- ८-० |
| | યોગદૃષ્ટિસમુચ્ચય | ,, | २- ०-० |
| | પાનાવિહાર | ,, | १- ० ० |

પોસ્ટેજ તથા પેકીંગ ચાર્જ જુદો

લખો —શ્રી વિજયદાનસૂરીશ્વરજૈનગ્રંથમાલા
ગોપીપુરા, સુરત